શ્રી પૂંજાભાઈ જૈન ગ્રંથમાલા-૪

# ભગવાન મહાવીરના દશ ઉપાસકો

[ ઉવાસગદસાઓ ]

અનુવાદક

અધ્યાપક બેચરદાસ દોશી

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય,

અમદાવાદ

ઈ. સ. ૧૯૩૨ કિં૦ આઠ

૦

## અર્પણ

ભગવાન મહાવીરના અનન્ય ઉપાસક
સદ્ગત શ્રીમાન કવિશ્રી રાયચંદભાઈને

સેવક
**બેચરદાસ**

# અનુક્રમણિકા

## અનુવાદકનું નિવેદન

આર્યસંસ્કૃતિના સાહિત્યમાં સંયમધર્મ તરફ વળતાં અને તેને વરેલા એવા મનુષ્યોનાં ચરિત્રોની રૂપરેખા જાળવી રાખવાની પ્રથા સનાતન જેવી છે ઉપનિષદો, મહાભારત અને પુરાણગ્રંથોમાં આવાં અનેક ચરિત્રો આપણને વાંચવા મળે છે "બૌદ્ધસંઘનો પરિચય"માં બુદ્ધભગવાનના અનુયાયી મહાશ્રાવકો (ભિક્ષુઓ), મહાશ્રાવિકાઓ (ભિક્ષુણીઓ) અને ઉપાસકો (ગૃહસ્થો) તથા ઉપાસિકાઓના ચરિત્રો મૂળગ્રંથોમાંથી લઈને વર્ણવેલાં છે જૈનધર્મના મૂળભૂત સાહિત્યમાંના આ સાતમા અંગમાં ભગવાન મહાવીરના દશ ઉપાસકોના ગૃહસ્થાશ્રમની આછી રૂપરેખા બતાવવામાં આવી છે તેમાં મુખ્યત્વે તેઓનું સંયમ તરફનું વલણ બતાવવાનો જ સૂત્રકારનો ઉદ્દેશ છે

આચાર્ય હેમચંદ્ર લખે છે કે ભગવાન મહાવીરનો શ્રાવક-પરિવાર એક લાખ, ઓગણસાઠ હજાર શ્રાવકોનો હતો અને શ્રાવિકાપરિવાર ત્રણ લાખ, અઢાર હજાર શ્રાવિકાઓનો

## અનુવાદકનું નિવેદન

આચાર્ય સિદ્ધસેન દિવાકર (સન્મતિ પ્રકરણ) કહે છે કે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવ પર્યાય, દેશ, સંયોગ અને ભેદ એ બધું[1] લક્ષમાં રાખીને તત્ત્વની વિચારણા, પ્રરૂપણા કે આચારની યોજના કરવી આ રીતે આ સૂત્રને સમજવાની દૃષ્ટિ આપણા આધુનિક કેળવણીના આચાર્યશ્રીની પ્રસ્તાવના માંથી વાચકો સુગમ રીતે મેળવી શકશે તથા પરધમ કે પરધર્મીનો પરિચય સરખો ન કરવાના બધા વર્ગોના આકડા આદેશોનો ખરો અર્થ પણ સમજી શકશે

જેઓ સમભાવને ચાહનારા અને પોષનારા છે તેઓને આ અનુવાદના ટિપ્પણોમાંથી વૈદિક, જૈન અને બૌદ્ધ સંસ્કૃતિની એકવાક્યતા જડ્યા વિના રહેવાની નથી

વૈદિક ગૃહ્યસૂત્રો જુઓ, વિનયપિટક જુઓ કે આ ઉવાસગદસાઓ જુઓ, તો તે ત્રણેમાં ગૃહસ્થ ઉપાસકોની અહિંસા અને સંયમને છાજે તેવી રહેણી રણી બતાવેલી છે

છતાં જ્યાં સુધી તે તે સ્મૃતિઓ કે સૂત્રોને અનુસરનારા એવું જીવન જીવવા પ્રયત્ન ન કરે ત્યાં સુધી તેઓ એ સૂત્રોની પણ ફજેતી જ કરે છે એમ કહેવામાં શું ખોટું છે? વૈદિક ધર્મમાં

---

(૧) અહીં દ્રવ્ય એટલે જિજ્ઞાસુ ક્ષેત્ર એટલે તેની ભૌગોલિક પરિસ્થિતિ, કાળ એટલે વખત ભાવ એટલે જિજ્ઞાસુની શક્તિ, પર્યાય એટલે એ શક્તિના પ્રકાશમાં આવેલાં કાર્યો, દેશ એટલે તેનું વર્તમાન નિવાસસ્થાન સંયોગ એટલે તેની આજુબાજુની પરિસ્થિતિ અને ભેદ એટલે જિજ્ઞાસુના અનેક પ્રકારો આટલી વસ્તુઓ ઉપર ધ્યાન આપીને ઉપદેશક કે જિજ્ઞાસુ આચાર કે તત્ત્વને સમજાવવા કે સમજવાનો પ્રયત્ન કરે તો તે જીવનસ્પર્શી થઈ જીવનને લાભ પહોંચાડનાર થઈ શકે

## અનુવાદકનું નિવેદન

શ્રીમાન કાકા સાહેબની લખેલી પ્રસ્તાવનાને સમજવા તરફ ફરીવાર વાંચકોનું ખાસ ધ્યાન ખેંચું છું

બેચરદાસ દોશી

તા ક "ભગવાન મહાવીરની ધર્મકથાઓ"મા પૃષ્ઠ ૧૭૭ માં મહાવીર'ના ચોથા ટિપ્પણમા ૪૨ ના આંકને બદલે ૩૦ નો આંક સમજવો અને પૃષ્ઠ ૨૧૬ મા 'રૈવતક'ના ટિપ્પણમા ૨૩ ને બદલે ૨૨ નો આંક સમજવો

## "સત્પુરુષ ધર્મ"

આ ગ્રથમા ભગવાન મહાવીરના દસ ઉપાસકોની અવસ્થા વિષે કેવળ ટૂકી નોંધો છે આ દસેદસ ઉપાસકો સપત્તિશાળી અને વ્યવહારકુશળ ગૃહપતિઓ છે એમણે પોતાની સપત્તિનો પ્રમાણસર વિભાગ કર્યો છે, કદાચ પ્રસગે કામ આવે એટલા માટે અમુક સપત્તિ સ્થાયીનિધિ તરીકે અલગ રાખી છે, અમુક બીજા વેપારીઓને અથવા ગરજુ લોકોને મૂડી તરીકે ધીરેલી છે અને અમુક પોતાના વેપાર માટે તેમ જ નિત્યખર્ચ માટે ગણેલી છે. ગામડાંનુ મુખ્ય ધન જે ગાયો તે એમની પાસે હજારોની સખ્યામા છે એક જણ પાસે તો પાંચસો પૈડાં (ગાડાંઓ) છે આ ઉપાસકો અનેક વેપારીઓને અને વણજારાઓને ઉત્તમ સલાહ આપે છે કુટુબી જનો એમની સલાહ લઈ એમને પૂછીને પોતાનાં કાર્યો કરે છે વિવિધ પ્રવૃત્તિઓ કેમ વધારવી એ બરાબર જાણતાકરતા હોવાથી આખો સમાજ જાણે એમના ઉપર આધાર રાખીને ચાલતો હોય એવી રીતે

છે અને પોતાના સન્યાસી નિર્ગ્રંથોને આ વૈશ્યોના જીવન ઉપરથી બોધ લેવાનું સૂચવે છે અને એ શ્રમણનિર્ગ્રંથો પણ આ ઉપાસકોની પ્રગતિ જોઈ નમ્રપણે વિનયથી ભગવાનની શિખામણ સ્વીકારે છે લીધેલી દીક્ષા યોગ્ય રીતે પાળવાની શક્તિ હવે શરીરમા રહી નથી એવો અનુભવ થાય એટલે 'સયમધર્મ પાળવો શક્ય હોય ત્યા સુધી જ નગીર ટકાવાય' એ બોધ સાચો કરવા તેઓ શરીરનો લોભ ન રાખતા આહાર ઘટાડીને અથવા તદ્દન બધ કરીને સ્વેચ્છાએ મૃત્યુને ભેટે છે અને આ રીતે મરણાત સુધી સ્મૃતિયુક્ત અને સમાધિ પરાયણ રહે છે મરણ આવીને ઝડપી જાય એવી દયામણી સ્થિતિમા તેઓ રહેતા નથી માગતા માણસની પ્રતિષ્ઠા એમા જ રહેલી છે કે સમય સમજી એ પોતાની મેળે પોતાનું મરણ નક્કી કરે અને તેને અમલમાં મૂકે

પુરાણોના દેવોની પેઠે જૈન શાસ્ત્રોના દેવો પણ તપસ્યાના બીકણ હોય છે કોઈ ઉગ્ર તપસ્યા કરે તો એને એમાથી ચળાવી નીચે પાડવાનો પ્રયત્ન ન કરે તો એ દેવો શાના? આપણા ઉપાસકોને ચળાવવા માટે પણ દેવો આવ્યા માણસ નિર્વાણની ઇચ્છા રાખે મોક્ષનો પિપાસુ હોય તો દેવોને મન એ અધમાધમ લક્ષણવાળો છે પોતાની માયા વડે દેવો એની આગળ એના પુત્રના કકડા કરી બતાવે અને એ કકડા રાધીને એના શરીર પર લોહી માસના છાંટા ઉડાડે।

ઉપાસકો ગમે તેટલા નિર્ભય હોય તોય આખરે માણસ ખરા દીકરાના કકડા જોઇને પણ જે ચલાયમાન ન થયો તે પોતાની માતાના વધની બીક બતાવતાવેત સામે થવા તૈયાર

થયો બીજો એક શરીરમાં સોળ રોગ ઉત્પન્ન થવાની બીક બતાવતા અસ્વસ્થ થયો ત્રીજો ધનને કારણે ગભરાયો અને કાપે વળી એક જણે અનિષ્ટ ધણીએ ક્રોધ કરીને પોતાની સ્ત્રીને શાપ આપ્યો અને થોડુંક તપ ભોગવ્યું પણ જ્યારે ભગવાને કહ્યું કે અંતિમ સંલેખનાને સ્વીકારીને રહેલા શ્રમણોપાસકે કોઈને સાચુ હોય તો પણ અનિષ્ટ અને અપ્રિય વચનોથી કાંઈ કહવુ ન ઘટે ત્યારે એણે તત્ત્ન પ્રાયશ્ચિત્ત કર્યું

માધારણ રીતે શિષ્યો ગુરુની કહી વાત કેવળ શ્રદ્ધાથી જ ગ્રહણ કરે છે ગુરુનું કહ્યું સાચુ હોવુ જ જોઈએ એ જાતની આસ્તિક બુદ્ધિ હોવાથી એ વાત સ્વીકારતાં એમને મુશ્કેલી નથી નડતી પરિણામે એમને આવી વસ્તુ દાખના દલીલથી સિદ્ધ કરતાં નથી આવડતી પછી સામા પક્ષની દલીલ તોડવાની તો વાત જ શી તેથી જ્યારે ગૃહપતિ કુડકોલિક ગોશાલ પક્ષના એક દેવને નિરુત્તર કરી શક્યો ત્યારે ભગવાને એના ખાસ વખાણ કર્યાં

ભગવાન બુદ્ધ તથા મહાવીરના કાળમાં આસરે કે ટલાક સ્વતંત્ર ધર્મોપદેશકો ફરતા હોવાનો ઉલેખ છે જેમ વેપારીઓ ધન મેળવવા પ્રયત્ન કરે રાજાઓ રાજ્ય મેળવવાનો પ્રયત્ન કરે અથવા ગયેલું રાજ્ય પાછુ મેળવવા મથે તેમ તે વખતે ધર્મોપદેશકો અને ધર્મસંસ્થાપકો શિષ્યો મેળવવા સાચવવા અને ગયેલાઓને પાછા જીતવા ઉત્સુક રહેતા સદ્દાલપુત્રની વાતોમાં સદ્દાલપુત્રને પ્રથમ મંખલિપુત્ર ગોશાલકનો શિષ્ય બતાવ્યો છે ત્યાં એક દેવ (આ દેવ સારો લાગે છે) એને ભગવાન મહાવીરને શરણે જવા સૂચવે છે ભગવાને એની સાથે ચર્ચા

કરતા જે ચાતુર્ભંગી દ્વારા કરે છે તે મહાવીરની વા- કુશળતા બતાવે છે નિવૃત્તિવાદ તમામ પુરુષાર્થને કેમ હણે છે જનામનીનો નાશ કેમ કરે છે એ એમણે ત્યા દૃષ્ટાન્તમા બતાવ્યુ છે

આ વાણિયા વેપારીઓ મહાવીર પાસેથી ઉદ્ધારનો રસ્તો મેળવ્યા પછી કૃતજ્ઞતાથી મહાવીરને જે વિશેષણો લગાવે છે તે પણ વ્યવહાર જીવનને અનુરૂપ જ છે મહાવીર મહાગોપ છે, કેમકે સંસાર અટવીમા ભમતા જીવોનુ તે રક્ષણ કરનાર છે તે મહાસાર્થવાહ પણ છે કેમકે તે જીવોનુ ધર્મરૂપ પથ વડે રક્ષણ કરી તેમને નિર્વાણરૂપ મહાનગરમા પહોંચાડનાર છે તે મહાધર્મકથી પણ છે, કેમકે સન્માર્ગથી ભ્રષ્ટ થયેલા અને અસત્યથી પરાજીત થયેલા જીવોને ઘણી મજબૂતી અને બોધ આપીને સંસાર-કાંતારથી પાર ઉતારનાર છે તે મહાનિર્યામક છે કેમકે તે સંસારરૂપ મહાસમુદ્રમા નાશ પામતા, વિનાશ પામતા ડૂબતા અને ગળકા ખાતા જીવોને ધર્મરૂપ નાવ દ્વારા પાર ઉતારીને નિર્વાણને કાંઠે પહોંચાડનાર છે આ બધા વિશેષણો વૈશ્ય જીવન સાથે સબધ ધરાવે છે મહાવીરના ધર્મોપદેશની સિદ્ધિ આ વિશેષણો મારફતે વિશેષ રીતે વ્યક્ત થાય છે આનદશ્રદ્ધાવાન ગૃહપતિઓ પોતાની સ્ત્રીઓને પણ એટલી જ છૂટ આપે છે ભગવાન મહાવીરનો ઉપદેશ ગળે ઉતરે કે તરત પોતાની પત્નીઓને એ જ ઉપદેશ સ્વતત્ર રીતે સાભળવા મોકલી દે છે જેથી તેઓ જે કાંઈ દીક્ષા લેવી હોય તે સ્વેચ્છાએ લે અને જ્યાં પોતાની મર્યાદા જડે ત્યા થોભી જાય.

આવા સુદર વાતાવરણમા ગૃહસ્થ ઉપાસકોએ કેવા કેવા

મનો લેવા જોઈએ, કઈ રીતે જીવન ગાળવુ જોઈએ, ઓછામા ઓછો ધર્મનો કેટનો ભાગ એમણે પાળવો જ જોઈએ અને કઈ ઢબે આગળ વધવાથી મપૂર્ણ ધર્મનુ પાલન થઈ શકે તે બધુ આ નોધમગ્રહમાં મનાવવામાં આ યુ છે

જૈન ધર્મ જેવો ઉત્કટ ધર્મ—મોક્ષધર્મ—એકાએક આચરણમા ન જ મુકાય એટને એની સૌમ્ય આવૃત્તિઓ તૈયાર કર્યા વિના ચાને જ નહિ તેથી શિષ્યોને ચડાવવામાં અત્યત કુશળ એવા માનસશાસ્ત્રી મહાવીરે તેમને ચડવાના માર્ગ અને ક્રમ સુન્દર રીતે દોરી આપ્યા છે

જ્ઞાનમાત્ર સાપેક્ષ છે માણસનો અનુભવ એકાગી હોય છે એમ કહેનાર જૈન ધર્મ કોઈ પણ સપ્રદાયનો આત્યતિક વિરોધ તો ન જ કરી શકે તત્ત્વજ્ઞાનનુ રત્ન અનેક પાસાઓ વાળુ છે લોકો એકેક પાસાનો આગ્રહ રાખી બીજા પાસાઓની નિદા કરે છે ખરુ જોતા દરેક પાસાને જુદી જુદી બાજુએથી જોઈએ ત્યારે જ સમગ્ર રત્નનો કઈક ખ્યાલ આવી શકશે જૈન ધર્મને જેમ આપણે અનકાન્તવાદ કહીએ છીએ તેમ એને સમન્વયવાદ પણ કહી શકીએ દૃષ્ટિસમન્વય અને તાત્ત્વિક ભેગેની એકવાક્યતા એ જ જૈન તત્ત્વજ્ઞાનનો પ્રધાન સૂર છે આ ગ્રથમા જ્યારે પરપાખડની પ્રસશા કરવાનો નિષેધ કર્યો છે ત્યારે એનો અથ એટનો જ થાય છે કે એક વાર તાવીને તપાસીને એક માર્ગ ગ્રહણ કર્યો એટને રોજ રોજ નવા નવાના લોભમા નવા નવા માર્ગો સ્વીકાર કરવા બેસવુ નહિ અન્ય સપ્રદાયોમાં રહીને પણ માણસ મોક્ષ મેળવી શકે છે એવો જૈન વૃત્તિ

નીચના શાસ્ત્રવાક્યમા સુદર રીતે આવી ગયેલી છે

> सेयवरो य आसवरो य बुद्धो वा तह य अन्नो वा ।
> समभावभाविअप्पा लहइ मुक्खं न संदेहो ॥

શ્વેતામ્બર હોય, દિગમ્બર હોય, બૌદ્ધ હોય કે અન્ય કોઈ હોય પણ જેનો આત્મા સમભાવથી વાસિત છે તે મોક્ષ મેળવે છે એમા સદેહ નથી

ઇતિહાસસશોધકોને આ પ્રાચીન વાર્તાઓમાથી જૂના કાળની સામાજિક સ્થિતિ વિષે કેટલીક માહિતી અવશ્ય મળી શકે છે ગૃહપતિ મહાશતક-ની પત્ની રેવતી અમાઘાત"[1] નો ઘોષ થયા પછી પણ રોજ બે બે ગાયના વાછરડા માગીને ખાવા માગે છે ગૃહપતિઓ માતા કે સ્ત્રીના વચનના પ્રમાણમા પોતાના પુત્રોના નાશ વિષે ઓછી અસ્વસ્થતા રાખે છે, પત્ની પોતાની શોક્યને વિષપ્રયોગ કરવાની પણ તૈયારી રાખે છે આવી આવી કેટલીએ બીનાઓ સામાજિક ઇતિહાસની દૃષ્ટિએ ભેગી કરી શકાય

પહેલી જ વાર્તામા ગૃહપતિ આનદ રહેણીકરણીમા જે સયમના નિયમો લે છે તે ઉપરથી પણ સમૃદ્ધ અને સમર્થ ગૃહસ્થાશ્રમીઓ શુ ખાતા શુ પીતા ઇત્યાદિ કેટલીએ માહિતી આવી જાય છે એ ગૃહપતિએ પોતાની ઇચ્છાઓને મર્યાદિત કરવામા પણ પોતાનુ રસિયાપણુ છોડ્યુ છે એમ લાગતુ નથી સાગમા સારી એક વસ્તુ રાખીને બાકીની વસ્તુ એણે છોડી દીધી છે પોતે પોતાના સપ્રદાયમા શિષ્યોને

(૧) કોઈ હણુશોના એવા ઢંઢેરો

ખેચવાની અમળખા જ્યારે સાધુઓમા આવે છે ત્યારે એની સામે પ્રચાર તરીકે બિન ધર્મીઓનુ મુ સાંભળીશ નહિ એમનો મત્કાર કરીશ નહિ, એમને આશ્રય કે મદદ આપીશ નહિ એવાં વચનો લેવા પડે તો તેમાં આશ્ચર્ય શું ! ક્રોનવર્મન, તબલીઘ વટલામણ વગેરેનો આશ્રય લઈ પોતાના સપ્રદાયની સખ્યા વધારવાના આ દિવસોમાં ઉપ ના વચનો ફરી જાગૃત થાય તો નવાઈ નથી ઇસ્લામનો સ્વીકાર કર્યા પછી જો કોઈ પાછો જાય તો એને સગમાર કરવો-પથરાનો વરસાદ વરસાવી મારી નાખવો એવો નિયમ કેટલાક મુસલમાનોએ કર્યો હતો જ ને !

રાજાના દબાણથી, ન્યાત જેવા સમૂહના દબાણથી, દેવતાએ મતાવેલી બીકની જબરજસ્તીથી, ગુરુના આગ્રહથી અથવા આજીવિકા મેળવવાની મુશ્કેલી રૂપ જગલમા સપડાયા હોઈએ ત્યારે ધર્માન્તર કરવાની મુશ્કેલી આવી પડે છે કાઈ નહિ તો અન્ય ધર્મોનુ સારુસારુ તો બોલવુ જ પડે છે તથા અન્ય ધર્મીઓને નમવુ જ પડે છે એવા પ્રસંગો સપ્રદાયનિષ્ઠાના અપવાદરૂપ ગણીને શાસ્ત્રકારોએ સ્વધર્મીઓની આધ્યાત્મિક શક્તિ વધારી નથી તેમના આત્માને ચડાવ્યો નથી અને પોતાના સઘને મજબૂત પણ કર્યો નથી એમા કેવળ નબળા લોકોને રક્ષણ આપ્યુ છે

ઉપાસકો જ્યારે જીવનવ્યવહારમાંથી નિવૃત્ત થાય છે, ત્યારે લોકો સાથેનો એમનો સબધ ઓછો થઈ જાય છે આત્મોન્નતિ માટેનુ મોટામા મોટુ વાતાવરણ તેઓ ખોઈ બેસે છે ભિક્ષા દેનાર અને ઉપદેશ સાભળવા આવનાર લોકો ઉપરાત અન્ય

સમાજ સાથેનો એમનો સબધ તૂટી જાય છે પિંડપાત જેટલી જ સામાન્ય સેવા લેવી અને આવે તેને શાસ્ત્ર પ્રમાણે ઉપદેશ સભળાવવો આટલુ સકુચિત જીવન થવાથી સમાજ સેવાનુ વિશાળ ક્ષેત્ર એમને માટે બધ થઈ જાય છે હમેશા જેમના સાથે રહેવુ પડે છે એવા બીજા બાવાઓ સાથે શાસ્ત્રચર્ચા અને રહેણીકરણીના કર્મકાડોની ચર્ચા એટલા જ રમના વિષયો એમને માટે બાકી રહે છે તેથી સાધુઓનુ જીવન જેટલુ વ્યાપક અને ભવ્ય થવુ જોઈએ તેટલુ નથી દેખાતુ તપ કરીને કાયા શુષ્ક કૃશ અને હાડપિંજર જેવી કરી નાખવી એ જ મોટુ ભૂષણ મનાય છે એના જ જ્યાં ત્યા વખાણ આવે છે જો ઉપાસકોએ અને શ્રાવકોએ ધામિક ઇતિહાસ લખ્યો હોત તો આ વર્ણનોમા કાઈક નવુ જ તત્ત્વ આવત આજની સ્થિતિ એ છે કે મૂળ ધર્મસ્થાપક અને એના નિકટવર્તી શિષ્યો, એ બધાના ગયા પછી બસો ત્રણસો વર્ષો બા જૂની વાતો સભારી સભારીને સાધુઓએ આ બધુ લખેલુ છે એટલુ પણ એમણે કર્યું એ મનુષ્ય સમાજ ઉપર એમનો મહાન ઉપકાર છે

( ૭ )

ઉપાસકોની અવસ્થામા ગૃહસ્થાશ્રમી શ્રાવકોએ કઈ જાતનો ધર્મ પાળવા જોઈએ, એમની પાસે ઓછામાં ઓછા કેવા આચારની અપેક્ષા રખાય છે એનો અગુલિનિર્દેશ કરવાનો આ અગનો ઉદ્દેશ દેખાય છે ભગવાન મહાવીરના સમયમા જે ઉપાસકોએ એના ધર્મનુ પાલન કર્યું તેમના દાખલાઓ આ અગમા એકત્ર કરેલા છે ઉપાસક આનદનુ ધર્મજીવન પ્રથમ દાખલા તરીકે આપીને એણે જે જાતનો

સયમ કર્યો અને જેટલો કર્યો તે જાતનો અને તેટલો જ ઉપાસકોએ કરવા જોઈએ એમ કહેવાનો હેતુ ન હોઈ શકે ઉપાસક આનદ ઈકીકત સ્વાદિયો દેખાય છે એટલે ઇચ્છાવિધિ પરિમાણ નક્કી કરવામાં તેણે સાગમા સારી વસ્તુઓ જ ઉપભોગપરિભોગ માટે રાખેલી જણાય છે પણ એણે સયમ ધર્મની શરૂઆત કરી એટલુ એને માટે બહુ હતુ યાદ પદર વર્ષ આ રીતે ગાળ્યા પછી એને વાનપ્રસ્થ લેવાનુ સૂઝ્યુ અને અતે એણે મારણાતિક સલેખના કરી છે છતા ભગવાને પ્રથમથી જ એને વિષે કહી રાખ્યુ છે કે એ ત્યાગ સયમ પ્રવ્રજિત થવા જેટલી કોટિએ પહોચવાનો નથી ઉપાસક અણુવ્રત કે શિક્ષાવ્રતનુ પાલન કરે તોય અતે તે સ્થૂલ વ્રત જ છે એથી સામાજિક સદાચાર જળવાય એ મોક્ષ સુધી લઈ ન જાય

વૈદિક ધર્મની ચાતુર્વર્ણ્યની કલ્પનામા પણ માણસ પોતાની યોગ્યતા પ્રમાણે આચારધર્મ પાળતો રહે એટલો જ ભાવ છે જીવનની પ્રગતિ માટે તો આશ્રમધર્મ કલ્પેલો છે જૈનધર્મ પ્રમાણે સામાજિક ધર્મ અને મોક્ષધર્મ એ બે જુદા છે નિર્વાણ એ બન્નેનો ઉદ્દેશ છે ખરો પણ સમાજમાથી મુક્ત થયા વગર માણસ સૂક્ષ્મ ધર્મનુ પાલન ન જ કરી શકે એવી સ્થિતિ હોવાથી જે સાધુવેષધારી થાય છે એ જ મુક્ત થઈ શકે એવી કલ્પના પાછળથી ઊભી થઈ છે

ધાર્મિક ઉન્નતિ તો માનસિક સ્થિતિ અને હૃદયની તૈયારી ઉપર આધાર રાખે છે છતા જ્યા અજ્ઞાન છે અને સઘ ચલાવવા છે ત્યાં બાહ્ય નિયમો કરવા પડે છે બાહ્ય નિયમો માટે આગ્રહ રાખવો સહેલો હોય છે એટલે એનુ મહત્ત્વ

વધતું જાય છે અને સમાજ પણ એ જ વસ્તુ પસંદ કરે છે આંતરિક તૈયારીનું માપ બહારથી શી રીતે કઢાય? પરંતુ મોક્ષ માટે કેવળ બાહ્ય પાલન બસ નથી. કોઈ કોઈ વાર બાહ્ય પાલનથી આવતી અન્તઃશુદ્ધિ અથવા મનોષ પ્રગતિને અટકાવનારાં નીવડે છે. તેથી સ્થૂળ પાલનને સામાજિક ધર્મ તરીકે જ ઓળખવું જોઈએ.

આર્ય સંસ્કૃતિની બધી જ શાખાઓમાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ જાતના સંયમો ઓછાવત્તા પ્રમાણમાં અને સૂક્ષ્મભેદ સાથે મહત્ત્વના ગણાયા છે. સમાજમાં રહેવું તે દ્રોહ વગર રહેવું જોઈએ, જ્યાં દ્રોહ ટાળી ન શકાય ત્યાં ઓછામાં ઓછા દ્રોહથી જીવન ચલાવવાની ઉત્કટ ઇંતેજારી હોવી જ જોઈએ. મનુસ્મૃતિમાં બ્રાહ્મણધર્મ વિષે બોલતાં ગૃહસ્થધર્મનું એ જ લક્ષણ આપેલું છે —

> अद्रोहेणैव भूतानाम्
> अल्पद्रोहेण वा पुनः ।
> या वृत्ति ता समास्थाय
> विप्रो जीवेद् अनापदि ॥

ગૃહસ્થજીવન એટલે કે સામાન્ય મનુષ્યજીવન હિંસા અને દ્રોહ વગર ચાલતું જ નથી. પણ દ્રોહ અને હિંસામય જીવનમાં કૃતાર્થતા નથી. માણસે જોયું અને શોધી કાઢ્યું કે હિંસા જેટલી ઓછી કરાય તેટલું જીવન પવિત્ર અને કૃતાર્થ થાય છે. જીવનનો પ્રવાહ વિકૃત કર્યા વગર હિંસાની માત્રા જીવનમાંથી ઘટાડે ઘટાડે કેમ ઘટાડાય એની શોધ અખંડ ચાલવી જોઈએ. કુદરતમાં તો હિંસા અખંડ

કાયદાકાનૂન અને રાજદ્વારી સત્તાની બધી યુક્તિઓ અ-જમાવી જોઈ એમની અપૂર્ણતા જોયા પછી તે ફરી ધર્મને એટલે કે કેળવણીને રસ્તે જ આવવા દી છે ત્યા સુધીમા ધર્મે પોતાની જૂની કાચળી Cતારી નાખી મત્તા અને બાહ્ય નિયમ સાથેનો મેળો સહકાર છોડી દેવો પડશે તથા શુદ્ધ કેળવણીને માર્ગે પોતાનું સંસ્કરણ કરી લેવુ પડશે

શાસ્ત્રીય પરિભાષા અને સૂક્ષ્મ મતભેદની ઝીણવટ બાજુએ રાખતા સદાચારી ગૃહસ્થધર્મી ઉપાસકે પાળવાના નિયમો નીચે પ્રમાણે જણાય છે આ નિયમો પાછળ સાપ્રદાયિક આગ્રહ બહુ નથી ધર્મનો આગ્રહ ન હોય એવો સુવ્યવસ્થિત સમાજ પણ પ્રજાના કલ્યાણને અર્થે આવા જ નિયમો ઘડે

(૧) સત્યાચરણ—આના ઉપર સમાજનો બધો આધાર રહેલો છે જે સત્યને ચોરે છે તે બધુ ચોરે છે સત્યેન ધાર્યતે પૃથ્વી। માટે માણસ અસત્ય ન બોલે પણ પામર માણસ કોઈક વખતે સત્ય બોલવાની હિંમત ન કરે એટલે ઓછામા ઓછા નીચના નિયમો તો પાળે જ –

કોઈના ઉપર વગર વિચાર્યે આળ ન મૂકે, કોઈની ગુપ્ત વાત પ્રકાશિત ન કરે, સ્ત્રીરહસ્યની વાતો ન બોલે ખોટી સલાહ ન આપે અને ખોટા લેખ પણ ન કરે

કન્યાની લેણદેણમા, ઢોર ઢાખરની લેણદેણમા વાડી વજીફાની લેણદેણમા ખોટી વાત કહેવાની લાલચ ખૂબ હોય છે તે આગ્રહપૂર્વક ટાળવી

કોઈની થાપણ ન ઓળવવી
ખોટી સાક્ષી ન આપવી

(૨) અસ્તેય—કોઈએ ન આપેલુ લેવુ એતો ચોરી જ છે પણ પામર માણસ લોભને ખાળી નથી શકતો એટલા માટે બીજી પણ કેટલીક ખાસ ચેતવણી એને આપી છે –

ચોરી ન કરવી ચોરીનો માલ ન રાખવો, ચોરી કરવા કોઈને પ્રેરણા ન કરવી, ખોટાં તોલા માપા ન રાખવા કે ન વાપરવાં સેળભેળ કરીને કે બનાવટી વસ્તુને મૂળની જગ્યાએ બતાવી વહેવાર ન કરવો અને રાજા પ્રજાહિત ખાતર અમુક વસ્તુ રાજ્ય બહાર ન જાય અથવા રાજ્યમા ન આવે એવો પ્રતિબંધ કર્યો હોય તો તે તોડવા નહિ

(૩) અહિંસા—અહિંસા એ જ જીવનની સાર્થકતા છે છતા માણસને દેહધારણ માટે પણ થોડી ઘણી હિંસા કર્યા વગર છૂટકો નથી આ હિંસા જેટલી ટાળી શકાય તેટલી ટાળવી રહી હૃદયમાં અહિંસાવૃત્તિ જાગે એટલે હિંસા ટાળવાના જેટલા ઉપાયો જડે તેટલા માણસ શોધતો રહેવાનો માણસ આટલું તો કોઈ કાળે ન જ કરે —

કોઈનો વધ ન કરે, કોઈને બાંધે નહિ ગાત્રછેદ ન કરે, ગજા ઉપરાંત ભાર ન મૂકે કામ ન કરાવે તેમજ કોઈનું ખાનપાન બંધ ન કરે

(૪) બ્રહ્મચર્ય—વિકારમાત્રમાંથી મુક્ત રહેવા માણસે મથવુ જોઈએ ગૃહસ્થાશ્રમીએ પણ બ્રહ્મચર્ય તરફ જવાનો પ્રયત્ન રાખવો જ જોઈએ પ્રાકૃત સમાજના લોકો આટલું સાચવે તો પણ ઘણુ થયુ –

પોતાની સ્ત્રીથી જ સંતોષ માને કુમારી કે વિધવાનો સંસર્ગ ન કરે વેશ્યાગમન ન કરે બીજી સ્ત્રીઓ સાથે પણ

શૃંગારચેષ્ટા ન કરે, પોતાની સ્ત્રી સિવાય કોઈનો પણ વિકારી સ્પર્શ ન કરે, કે તેમના તરફ વિકારી આંખે ન જુએ

મુમુક્ષુ માણસે મનને સાચવવા માટે બીજાના વિવાહો કરવાની જંજાળમાંથી પણ મુક્ત જ રહેવુ અને પોતાના વૈવાહિક જીવનમા પણ કામભોગમા તીવ્ર અભિલાષ નહિ કરવો

બ્રહ્મચર્ય ન બને તો મહિનામાં ચાર દિવસ (૮,૧૪ ૧૫,૩૦) આખો વખત ઉપવાસ કરવો, સ્નાન વિલેપન, ગધ માલ્ય, અને અલકાર છોડી દેવા, નાભ કે કાકની પથારીએ રહીને અથવા વીરાસન વગેરે આસનો પર રહીને ધર્મનુ ચિતન કરવુ તથા સર્વ નિદ્ય પ્રવૃત્તિઓનો ત્યાગ કરવા

(૫) અપરિગ્રહ—ગૃહસ્થાશ્રમીના મુખ્ય આકર્ષણ બે કનક અને કાન્તા બન્નેનો સપૂર્ણ ત્યાગ ઇષ્ટ હોય તોયે સામાન્ય માણસની હિમત ન ચાલે તેથી માણસે ઓછામા ઓછુ આટલુ તો કરવુ જ જોઈએ –

પોતાના ખાનપાન ઉપર અકુશ રાખવા, ઓઢવા પાથરવા તથા કપડાલત્તાની બાબતમા આકરી મર્યાદા બાધી દેવી ધર્માધર્મનો વિચાર કરીને જ ધધો પસદ કરવો, સપત્તિ આદિના સગ્રહ માટે પણ પરિમાણ નક્કી કરવુ, જેટલી સાદાઈ જીવનમા દાખલ કરાય તેટલી કરવી, ભોગસેવન ધધો, મુસાફરી, ઇત્યાદિ પ્રવૃત્તિઓ ઓછી કરવા તરફ વલણ રાખી કરાક એની મર્યાદા સ્પષ્ટપણે બાધી રાખવી એક અગ્રેજ લેખક કહે છે તેમ Nothing relieves and ventilates the mind like resolution અહીં resolution એટલે વ્રત સમજવુ

આપણુ મન હમેશા સ્થિર અને વિવેકી નથી હોતુ તેથી

દરેક પ્રયોજન વખતે વિચાર કરવા બેસવા કરતાં શાંત સમયે સમગ્ર વિચાર કરી કેટલાંક વ્રતો લઈ રાખ્યાં હોય તો મનને સ્વાભાવિક મજબૂતી મળે છે અને શાન્તિ રહે છે માનસિક શક્તિનો સંગ્રહ કરવાનો આ ઉત્તમ ઉપાય છે

વ્રતો લીધા બાદ પણ તેમનું સ્મરણ તાજું રાખવું જોઈએ અને એ બધું આત્માનો અનાત્મા ઉપર વિજય સાધવા માટે છે એ ધ્યાનમાં રહે એટલા ખાતર માણસે રોજ અર્ધો પોણો કલાક શાન્ત બેસીને સમભાવ કેળવવો જોઈએ કે જેથી વિકારો શમી જાય અને બધા જીવો પ્રત્યે મૈત્રીભાવ બંધાય

આ મૈત્રીભાવ અથવા સમભાવ કેવળ મનમાં રહે તો તેની કિંમત કેટલી ? માણસને પોતાની ઓછામાં ઓછી જરૂરિયાત કરતાં વધારે રાખવાનો હક જ નથી એવી સ્થિતિમાં માણસ પરિગ્રહ રાખે જ તો એણે એવી વસ્તુનો ઉપભોગપરિભોગ ઇષ્ટમિત્રોને સાથે રાખીને અને જે ઇષ્ટમિત્ર નથી એવા અતિથિઓનો પણ ભાગ રાખીને જ કરવો જેથી સંપત્તિ શાપરૂપ ન નીવડે

આ પ્રકરણમાં અથવા ... હેતાય માણસ પાસે શક્તિ છે એટલા ખાતર માણસ ગમે તેનો ઉપભોગ કરે એ જેમ ખોટું છે તેમ સાધન મગરૂર છે એટલા ખાતર લોભ કરીને માણસ ખેતી, વેપાર વાણિજ્ય, વ્યાજવટું ઇત્યાદિ ધંધાઓ પણ હદ બહાર વધારે એ ખોટું છે નહિ તો બીજાઓ જે આવી પ્રવૃત્તિના સરખા જ હકદાર છે પણ અલ્પ સાધનોને લીધે હરીફાઈ કરવા અસમર્થ છે તેમને અન્યાય થાય તેમની હિંસા થાય એવા હેતુ કે સ્વાર્થની દૃષ્ટિએ મેળવતા માણસે દિશાનું પરિમાણ બાંધવું જોઈએ અને આગળ જતાં તે ઓછું પણ કરવું જોઈએ આમાં મર્યાદિતપણું કેળવનારી એવી બીક કેટલાક રાખે પણ

તે મિથ્યા છે સ્વાર્થ, લોભ, દ્રોહ, અધિકાર અને સત્તાનો વિસ્તાર કર્યે કોઇને લાભ નથી એમનો સંકોચ થવો જ જોઈએ નિરપેક્ષ સેવા પ્રેમ અહિંસા, હૃદયનો વિકાસ અને કલ્યાણચિંતનને કોઈ મર્યાદા સૂચવતુ નથી

કેટલાક કર્મો એવા છે કે જે અનિષ્ટ કે સદોષ હોય તોય કર્યા વગર છૂટકો નથી એવા કર્મો પોતે પોતા પુરતા જ કર્યા હોત તો એના પર સ્વાભાવિક અંકુશ રહે છે પણ એનો એકવાગ્ય ધંધો બનાવી દીધો કે પછી સંયમ રાખવો અશક્ય થઈ જાય છે, હિંસા ઘટવાને બદલે વધતી જ જાય છે એવા કર્મો ધંધા તરીકે ન કરવા એમાં જ સમાજહિત અને આત્મિક કલ્યાણ રહેલા છે

જેમા મોટા પાયાપર અગ્નિપ્રયોગ કરવો પડે, જંગલો બાળવા પડે, રમવાની કે શોભાની વસ્તુઓ તૈયાર કરવા માટે પ્રાણીઓનો વધ કરવો પડે કે એના વધને ઉત્તેજન આપવુ પડે હિંસ્ર પ્રાણીઓ વિષ મદ્ય શસ્ત્ર જેવી ઘાતક વસ્તુઓનો વેપાર માણસાઈને ન છાજે એવો દાસદાસીઓનો વેપાર, વગેરે બધુ પ્રથમથીજ ત્યાજ્ય ગણવુ જોઈએ આવા નિયમોમા એક જ વસ્તુ ધ્યાનમા રાખવાની છે અને તે એ કે આપણુ જ્ઞાન વધે તેમ નિયમોમાં ફેરફાર થવો જોઈએ નહિ તો કદ તો ન ખવાય પણ અસંખ્ય જીવોને ઉકાળી તૈયાર કરેલા રેશમના વસ્ત્રો મંદિરમા વપરાય એવો હાસ્યાસ્પદ પ્રકાર થઈ જવાનો

દાખલા તરીકે ગાડા વગેરે બનાવવાનો કર્મનો નિષેધ અને ભાય ફાડવી પડે તેવો ધંધો ન કરવાની સૂચના સ્વીકારાય તેવી નથી. કેમકે અનાજ ખાઈએ છીએ એટલે ખેતી

કર્યે જ છૂટકો. પોતે કરીએ અથવા બીજા પાસેથી કરાવીએ એ સરખું જ છે. ગાડાં ન ચાલે તો બળદનું ખર્ચ ખેડૂતને ન પોસાય. ઘાણી કોના વગેરે બનાવવાના ધંધાનું પણ તેમજ. જળાશયોમાં મચ્છર થાય અથવા પાણી નરક જેવું ગંધાવા લાગે ત્યારે આરોગ્ય ખાતર તે પૂરવાં જ પડે અને એ કામ ધંધાદાર લોકો પાસેથી પણ કરાવવું પડે.

વ્રતો એ કાંઈ પીનલ કોડના નિયમો નથી કે વકીલની પેઠે તેમનો અર્થ કરવામાં જ બધી બુદ્ધિ વાપરીએ. યાવચ્છક્ય મૂળ વ્રતોનું પાલન કરવાની દૃષ્ટિએ આ બધા વ્રતોની વિગત ઉત્પન્ન થઈ છે. એટલે મૂળ વ્રતોનો ઉદ્દેશ સધાય એવી રીતે વિગતોમાં ધર્મજ્ઞોએ ફેરફાર કરવો જ જોઈએ. નહિ તો આપણી જડતા ધર્મમાં પેસી જવાની.

વ્રતો લીધા પછી એમને બાધક એવું વાતાવરણ ન જ રાખવું જોઈએ.

કામોત્તેજક વાતો કરવી, ભાંડની પેઠે શરીરના ચાળા કરવા, બકબકાટ કરવો, મન વચન કાયાનો દુષ્ટ પ્રયોગ કરવો, સ્મૃતિ કાયમ ન રાખવી, કરવાનાં ધર્મ કામો અવ્યવસ્થિત રીતે અથવા શ્રદ્ધાવિરહિત થઈને કરવાં, વ્રતોનો શબ્દાર્થ ખાળીને તેમનો ઉદ્દેશ નષ્ટ થઈ જાય એમ કરવું એ બધું ટાળવું જોઈએ. દાન કરતી વખતે દાનનો ડોળ ન કરવો, દાન ન દેવાની દાનતથી પોતાની વસ્તુ પારકાની છે એમ ન બતાવવું, હરીફાઈની દાનત રાખીને દાન ન આપવું એવી એવી સૂચનાઓ તો ધ્યાનમાં રાખવી જ જોઈએ.

જે વસ્તુ આપણે ન કરીએ તે બીજા પાસેથી, નોકર ચાકર

મારફતે પણ ન કરાવીએ એ નિયમ તો સહેજે આવી જાય છે

સંપ્રદાય પરત્વે બે વ્રતો ખાસ છે પોતાના સંપ્રદાયના સાધુસંતોને આદરપૂર્વક સહાય કરવી એ તો યથાયોગ્ય છે જ પરંતુ ભિન્નધર્મીઓની સેવા કે વાસ્તા કશો વાંધો ન હોવો જોઈએ ઊલટું અહિંસાધર્મની પ્રતિષ્ઠા એમાં રહેલી છે કે ભિન્નધર્મીઓ પર પોતાના ધર્મની ઉદારતા અને મહિષ્ણુતાની છાપ પડવી જ જોઈએ અને પોતાના ધર્મનું શ્રેષ્ઠત્વ વાદ દ્વારા નહિ પણ આપણી આચરણવૃત્તિદ્વારા સિદ્ધ થવું જોઈએ

પણ કેવળ શંકા, કાંક્ષા કે વિચિકિત્સાને લીધે મનને સાશંક ડામાડોળ સ્થિતિમાં રાખી પોતાની માન્યતાઓમાં અસ્થિર રહે અને પોતાના ધર્માચરણના ફળ વિષે અવિશ્વાસ કેળવે અને એ રીતે નવા નવા સંપ્રદાયના સાધુઓને ઓળખવા રોજ અરસપરસ થાય એ જાતનો પરપાખંડસંસ્તવ નિષેધ કહેવાય પરંતુ પરધર્મીઓ સાથે વાતો પણ ન કરવી, તેમને ખાનાપીવાનું ય ન આપવું એ બધું તો જૈનવૃત્તિથી વિરુદ્ધ છે

મુશળ, કોદાળી તલવાર આદિ પ્રકારના સાધનોથી સંયુક્ત ન રહેવું એ અનર્થદંડત્યાગનું એક લક્ષણ આજે આપણું ધ્યાન વધારે ખેંચે એવું છે યુરોપ અમેરિકામાં dis armament–શસ્ત્રસંન્યાસની હિલચાલ ચાલે છે તેનું જ તત્ત્વ એની પાછળ રહેલું છે હાથમાં શસ્ત્ર આવે એટલે હિંસા કરવાનું મન થવાનું જ

જૈન ધર્મમાં પ્રતિક્રમણ અને આલોચનની પ્રથા છે તે પણ દરેક મનુષ્યે સ્વીકારવા જેવી છે પોતાના પાપો એક વાર

ભગવાન મહાવીરના દશ ઉપાસકો

યાદ કરવા અને તેમને માટે પ્રાયશ્ચિત્ત કરવુ એ જ એક ઉન્નતિનો માર્ગ છે આનુ માનસિક સ્નાન કર્યા પછી જ સમભાવ કેળવવાનુ સામાયિકવ્રત પાર પાડી શકાય

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

# ભગવાન મહાવીરના દશ ઉપાસકો

## [ ઉવાસગદસાઓ ]

### પ્રાસ્તાવિક

અંગ[1]દેશની રાજધાની ચંપા[2]નગરીમાં કોણિક[3] નામે રાજા રાજ્ય કરતો હતો તે સમયે શ્રમણભગવાન મહાવીર[4]ના અંતેવાસી આર્યસુધર્મા[5] નામે સ્થવિર જંબુ[6]પ્રમુખ પાંચસો શિષ્ય સાથે ગામેગામ આનુપૂર્વીએ પગપાળા ફરતા ફરતા અને તપ તથા સંયમથી આત્માને ભાવિત કરતા, ચંપાનગરીની બહાર ઈશાનખૂણામાં આવેલા પૂર્ણભદ્ર ચૈત્યમાં[7] આવીને ઊતર્યા

સુધર્મા સ્વામીને આવ્યા જાણીને રાજા કોણિક તથા ચંપાની સમસ્ત પ્રજા તેમની પાસે ધર્મ સાંભળવા આવી

તે બધાના આ ના ગયા બાદ આર્ય સુધર્મા અનગારના મુખ્ય શિષ્ય આર્ય જંબુ નામે અનગારે શ્રદ્ધા, સંશય અને કુતૂહલથી પોતાના ગુરુ આર્ય સુધર્માને વિનયપૂર્વક બે હાથ જોડીને નીચે પ્રમાણે પૂછ્યું —

"નિર્વાણને પામેલા શ્રમણભગવાન મહાવીરે આ ઉપાસકદશાંગ નામના સાતમા અંગનો શો અર્થ કહ્યો છે?"

આર્ય સુધર્માએ પોતાના શિષ્ય જંબુને એનો આ પ્રમાણે ઉત્તર આપ્યો —

"હે જંબુ, નિર્વાણને પામેલા તે શ્રમણભગવાન મહાવીરે આ ઉપાસકદશા નામના સાતમા અંગના દશ અધ્યયનો કહ્યા છે તેમના નામ આ પ્રમાણે છે – (૧) આનંદ (૨) કામદેવ (૩) ગૃહપતિ ચૂલણીપિતા (૪) સુરાદેવ (૫) ચુલ્લશતક (૬) ગૃહપતિ કુંડકોલિક (૭) સદ્દાલપુત્ર (૮) મહાશતક (૯) નંદિનીપિતા (૧૦) સાલિહીપિતા "

१

# આનંદ

જંબુએ પૂછ્યુ "એ દશ અધ્યયનોમાના પહેલા અધ્યયનનો શો અર્થ છે?" આર્ય સુધર્મા બોલ્યા —

"વાણિજ્યગ્રામ[9] નામે નગરમા જિતશત્રુ નામે રાજા હતો તેમા આનંદ નામે સમૃદ્ધ અને સમર્થ ગૃહપતિ રહેતો હતો તેની પાસે ચાર હિરણ્ય-કોટી નિધાનમા, ચાર વ્યાજે અને ચાર ઘરના વાપરમા હતી ઉપરાત દસ હજાર ગાયનો એક વ્રજ એવા ચાર વ્રજો હતા તે ગૃહપતિ બધા સાર્થવાહોનો સલાહકાર, કુટુબને પૂછવાજોગ, બધાનો આધારભૂત અને સર્વ કાર્યોનો વધારનાર હતો પોતાને ઇષ્ટ એવી શિવનંદા ભાર્યા સાથે તે સુખે સુખે રહેતો હતો.

વાણિજ્યગ્રામની પાસે ઈશાનખૂણામા કોલ્લાક[10]

નામે સનિવેશ હતો તેમા આનદના મિત્રો, જ્ઞાતિઓ અને સગાસબધીઓ રહેતા હતા તે બધા પણ સમૃદ્ધ અને સપન્ન હતા

તે વખતે ફરતા ફરતા શ્રમણભગવાન મહાવીર વાણિજ્યગ્રામની બહારના દૂઇપલાસય[11] ચૈત્યમા આવી ઊતર્યા રાજા જિતશત્રુ અને પ્રજાજનો તેમનું પ્રવચન સાભળવા આવ્યા

ભગવાન આવ્યાની વાત આનદે પણ જાણી તેથી તે પણ ત્યા જવા ઉત્સુક થયો ભગવાન પાસે જઈ તેમનું પ્રવચન સાભળી આનદ હ્રષ્ટ, તુષ્ટ અને પ્રસન્ન થયો તેણે ભગવાનને કહ્યુ —

"હે ભગવાન! તમારા પ્રવચનમા મને શ્રદ્ધા થઈ છે, પ્રીતિ થઈ છે, અને રુચિ થઈ છે તમે જે કહો છો તે મને યથાર્થ લાગે છે બીજા અનેક મુમુક્ષુ આપનું પ્રવચન સાભળી આપના અતેવાસી થવા પ્રયત્ન કરે છે, તેમ કરવાનું મારામા સામર્થ્ય નથી પરતુ પાચ અણુવ્રત અને સાત શિક્ષાવ્રતવાળો બાર પ્રકારનો ગૃહિધર્મ સ્વીકારવાનો મારો મનોરથ છે"

ભગવાને કહ્યુ —

"હે દેવાનુપ્રિય! તને સુખ થાય તેમ કર"

ત્યારબાદ આનદ ગૃહપતિએ શ્રમણભગવાન મહાવીર પાસે જીવન સુધી મન, વચન અને કાયાથી સ્થૂલ

હિંસા ન કરવાની તેમજ ન કરાવવાની, સ્થૂલ અસત્ય ન બોલવાની તેમજ ન બોલાવવાની, સ્થૂલ ચૌર્ય ન કરવાની તેમજ ન કરાવવાની, સ્વદારસંતોષવ્રત પાળવાની અને પોતાની ઇચ્છાઓને મર્યાદિત કરવાની પ્રતિજ્ઞા લીધી ૧૨

પોતાની ઇચ્છાઓને મર્યાદિત કરવા માટે ઇચ્છાવિધિનુ પરિમાણુ તેણે નીચે મુજબ કર્યું—

આગળ જણાવેલી નિધાન, વ્યાજ અને ઘરના વાપરમા રોકેલી ચારચાર કોટીઓમા વધારો કે ફેરફાર નહિ કરવો–કરાવવો, આગળ જણાવેલા ચાર વ્રજમા વધારો નહિ કરવો–કરાવવો, ૫૦૦ નિવર્તનશતિક હળથી ખેડી શકાય તે કરતા વધારે જમીન ન રાખવી, ગામતરુ કરનારા પાચસો અને ખેતરમાથી માલની લાવજા કરનારા પાચસો ગાડાથી વધારે ગાડા ન રાખવા, મુસાફરી કરવા માટે ચાર અને સામાનની લાવજા કરવા માટે ચાર વહાણુથી વધારે વહાણુ ન રાખવા

ઉપભોગપરિભોગવિધિનુ પરિમાણુ કરતા તેણે નીચે પ્રમાણે નિયમો કર્યા —

ગધકાષાયી સિવાય બીજા કોઇ વસ્ત્રથી શરીરને લોવુ નહિ, લીલી જેઠીમધ સિવાય બીજા કશાનું દાતણુ ન કરવુ, ક્ષીરામલક સિવાય સ્નાનમા બીજુ ફળ ન વાપરવુ, શતપાક અને સહસ્રપાક તેલ

સિવાય બીજું તેલ શરીરે ન ચોળવું, સુરભિગંધદ્ર સિવાય બીજી સુગંધી વસ્તુનો ઉપયોગ ન કરવો, નાહવા માટે આઠ ઔષ્ટિક ઘડાથી વધારે જળ ન વાપરવું; બે ક્ષૌમયુગલ સિવાય વધારે કપડાં ન પહેરવાં, અગરુ, કુંકુમ અને ચંદન વગેરે સિવાય બીજાં કશાનું વિલેપન ન કરવું, શુદ્ધ પદ્મ અને માલતીની માળ સિવાય બીજાં પુષ્પોનો ઉપયોગ ન કરવો, કાનનાં બે સાદાં કુંડળ અને નામમુદ્રા સિવાય બીજું ઘરેણું ન પહેરવું, અગરુ અને તુરુક્ક વગેરે સિવાય બીજાનો ધૂપ ન કરવો.

ભોજનવિધિનું પરિમાણ કરતાં તેણે નીચે પ્રમાણે નિયમો કર્યા.—

કટ્ઠપેયા સિવાય બીજું પીણું ન પીવું, ઘૃતપૂર્ણ અને ખંડખાદ્ય સિવાય બીજું પકવાન ન ખાવું, કલમ શાળી સિવાય બીજા ચોખા ન ખાવા, કલાય, મગ અને અડદ સિવાય બીજી દાળ ન ખાવી, શરદ ઋતુના ગાયના દાણાદાર ઘી સિવાય બીજું ઘી ન ખાવું, બથવો, સુસ્થિય શાક અને મંડુક્કિય શાક સિવાયનું બીજું શાક ન ખાવું, પાલંગામાધુર સિવાય બીજો રસ ન પીવો, સેધામ્લ અને દાલિકામ્લ સિવાય બીજી વસ્તુ વ્યંજન તરીકે ન વાપરવી, આકાશમાંથી પડેલા પાણી સિવાય બીજું પાણી ન પીવું, એલચી, લવંગ, કપૂર, કંકોલ અને જાયફળથી

સુગંધિત તાંબૂલ સિવાય બીજો મુખવાસ ન કરવો

નીચેના ચાર પ્રકારના અનર્થદંડ ન કરવા, જેમકે— પ્રયોજન સિવાય અપધ્યાન ન કરવુ, વિકથા વગેરે પ્રમાદાચરણ ન કરવુ, હિંસક શસ્ત્રો ન આપવા અને પાપકર્મનો ઉપદેશ ન કરવો

"હે આનંદ !" એમ કહીને શ્રમણભગવાન મહાવીરે શ્રમણોપાસક આનંદને કહ્યુ, "હે આનંદ ! જીવાજીવના સ્વરૂપને જાણનાર અને પોતાની મર્યાદામા રહેનાર શ્રમણોપાસકે સમ્યક્ત્વના નીચેના પાંચ મુખ્ય અતિચારો માત્ર જાણવા પણ આચારમા ન મૂકવા જેમકે શંકા, કાક્ષા, વિચિકિત્સા પરપાખંડપ્રશંસા[13] અને પરપાખંડસંસ્તવ

એ પ્રમાણે સ્થૂલ અહિંસા વગેરે વ્રતોના નીચે જણાવેલા મુખ્ય અતિચારો માત્ર જાણવા પણ આચારમા ન મૂકવા. જેમકે —

[૧] "સ્થૂલહિંસાના ત્યાગની પ્રતિજ્ઞા લેનાર શ્રાવક કોઈને બાધવો નહિ, કોઈનો વધ ન કરવો, અંગપ્રત્યંગ ન કાપવુ, ગજા ઉપરાંત ભાર ન ભરવો કે કામ ન કરાવવુ તથા કોઈનું ખાનપાન બંધ ન કરાવવુ

[૨] "સ્થૂલ મૃષાવાદના ત્યાગી શ્રમણોપાસકે કોઈના ઉપર વગર વિચાર્યે આળ ન મૂકવુ, કોઈની ગુપ્ત વાત પ્રકાશિત ન કરવી, સ્રીની ગુપ્ત વાતો પ્રકા-

શિત ન કરવી, ખોટી સલાહ ન આપવી અને ખોટા લેખ ન કરવા [14]

[૩] " સ્થૂલ ચૌર્યના ત્યાગી શ્રમણોપાસકે ચોરીનો માલ ન રાખવો, ચોરી કરવા પ્રેરણા ન કરવી, બે વિરોધી રાજ્યે નિષિદ્ધ કરેલી સીમાનું ઉલ્લંઘન ન કરવું, ખોટા તોલા કે માપા ન રાખવા અને સેળભેળ કરીને કે બનાવટી વસ્તુને મૂળની જગાએ બતાવીને વહેવાર ન કરવો

[૪] " સ્વદારસંતોષવ્રતના ધારક શ્રમણોપાસકે વેશ્યાગમન ન કરવું, કુમારી કે વિધવાનો સંસર્ગ ન કરવો, બીજી સ્ત્રીઓ સાથે શૃંગારચેષ્ટા ન કરવી, બીજાના વિવાહો નહિ કરવા અને કામભોગમાં તીવ્રાભિલાષ નહિ કરવો

[૫] " ઇચ્છાવિધિપરિમાણના ધારક શ્રમણોપાસકે ક્ષેત્રવાસ્તુ, હિરણ્યસુવર્ણ, દ્વિપદ ચતુષ્પદ, ધનધાન્ય અને ઘરવખરાના નક્કી કરેલા પ્રમાણનું ઉલ્લંઘન નહિ કરવું

[૬] "દિગ્વ્રત ધારણ કરનાર શ્રમણોપાસકે ઊર્ધ્વદિશાના, અધોદિશાના અને તિર્યગ્દિશાના પ્રમાણનું ઉલ્લંઘન ન કરવું, વ્યાપાર કે કોઈ વ્યવહારુ કામ માટે ધારેલા ક્ષેત્રના માપમાં વૃદ્ધિ ન કરવી કે એકનું બાકી રહેલું માપ બીજામાં ન વધારવું, પ્રવાસને અંગે ચોક્કસ સ્મૃતિ રાખવી [15]

[૭] "ઉપભોગપરિભોગપરિમાણ ધારણ કરનાર શ્રમણોપાસકે ભોજનાશ્રિત અને કર્માશ્રિત એમ બે પ્રકારના તેના ભેદ સમજવા

ભોજનાશ્રિતઉપભોગપરિભોગપરિમાણની મર્યાદાને સુરક્ષિત રાખવાને અંગે કોઈ પણ સજીવ વસ્તુ નહિ ખાવી, સજીવ વસ્તુ સાથે સબંધવાળી વસ્તુ પણ ન ખાવી, કાચી ઔષધિ ન ખાવી, ખરાબ રીતે નહિ પાકેલી ઔષધિ નહિ ખાવી અને તુચ્છ ઔષધિ નહિ ખાવી

"કર્માશ્રિતઉપભોગપરિભોગપરિમાણની મર્યાદા સુરક્ષિત રાખવાને અંગે પંદર પ્રકારના કર્માદાનો[૧૬] ન કરવા જેમકે—(૧) જેમા અંગારાનો ઉપયોગ કરવો પડે તેવો વેપાર ન કરવો (૨) જેમા વનોનો નાશ કરવો પડે તેવી પ્રવૃત્તિ ન કરવી (૩) સગ્ગડ-ગાડા વગેરે વાહનો બનાવવાનો અને વેચવાનો વેપાર ન કરવો (૪) ગાડા વગેરે વાહનો ભાડે ફેરવવાનો ધંધો ન કરવો (૫) ભોંય ફોડવી પડે તેવો ધંધો ન કરવો (૬) હાથીદાંત, શંખ, ચામડા વગેરેનો વેપાર ન કરવો (૭) લાખ વગેરેનો વેપાર ન કરવો (૮) સુરા વગેરે રસોનો વેપાર ન કરવો (૯) સોમલ વગેરે વિષોનો વેપાર ન કરવો (૧૦) કેશનો વેપાર ન કરવો (૧૧) ઘાણી, કોલા વગેરે ચલાવવાનો ધંધો ન કરવો (૧૨)

ખાણી વગેરે કરવાનો ધધો ન કરવો (૧૩) એનર, જગલ વગેરે સાફ કરવા માટે દાહ મૂકવાનો ધધો ન કરવો (૧૪) સરોવરો, તળાવો, ધરાઓ વગેરે જળાશયો પૂરવાનો ધધો ન કરવો (૧૫) દાસીઓ કે ગુલામો દ્વારા આજીવિકા ન ચલાવવી, તેમજ હિંસપ્રાણીઓનો વેપાર કે પોષણ ન કરવું

[૮] "અનર્થદડના ત્યાગની પ્રતિજ્ઞાવાળા શ્રમણોપાસકે કામોત્તેજક વાતો ન કરવી, ભાડની પેઠે શરીરના ચાળા ન કરવા, બકબકાટ ન કરવો, મુશળ, કોદાળી તરવાર વગેરે સાધનોથી સસુક્ત ન રહેવુ અને ઉપભોગપરિભોગના નક્કી કરેલા પ્રમાણથી અધિક ન થવું

[૯] "પ્રતિદિન સામાયિક કરનાર શ્રમણોપાસકે મન, વાચા અને કાયાનો દુષ્ટ પ્રયોગ ન કરવો, અમુક નિયત વખતે સામાયિક કરવુ જ એવી સામાયિકને અગેની સ્મૃતિ તાજી રાખવી અને સામાયિકને અવ્યવસ્થિત રીતે ન કરવુ

[૧૦] "દેશાવકાશિકની મર્યાદા ધારણ કરનાર શ્રાવકે પોતાની મર્યાદાનો ભગ થાય એવી રીતે સદેશા વગેરે દ્વારા કાઈ મગાવવુ નહિ, તે માટે ખાસ કોઈને મોકલવો નહિ, તે માટે કાઈ પ્રકારનો અવાજ ન કરવો, આખ વગેરેથી ઇશારા ન કરવા અને તે માટે કાઈ ફેકવુ કરવુ નહિ

[૧૧] "પૌષધોપવાસ[૧૭] કરનાર શ્રમણોપાસકે તપા સ્યા વિનાના કે ખરાબર નહિ તપાસેલા એવા આસન કે પથારી વગેરેનો ઉપયોગ ન કરવો, સાફ કર્યા વિનાના કે ખરાબર સાફ નહિ કરેલા એવા આસન કે પથારી વગેરેનો ઉપયોગ ન કરવો, તપાસ્યા વિનાના કે ખરા બર નહિ તપાસેલા શૌચ કે લઘુશંકાના સ્થાનોનો ઉપયોગ નહિ કરવો, સાફ કર્યા વિનાના કે ખરાબર સાફ નહિ કરેલા એવા શૌચ કે લઘુશંકાના સ્થાનોનો ઉપયોગ નહિ કરવો અને પૌષધોપવાસ અવ્યવસ્થિતપણે ન કરવો

[૧૨] "યથાસંવિભાગવ્રત ધારણ કરનાર શ્રમણો પાસકે ન આપવાની વૃત્તિથી ભોજનસામગ્રીને સચેત વસ્તુમાં ન મૂકવી કે સચેત વસ્તુથી ન ઢાંકવી, અયોગ્ય સમયે દાન દેવાનો ઢોંગ ન કરવો, ન આપવાની બુદ્ધિથી પોતાનું હોય તેમ છતાં બીજાનું ન કહેવું અને બીજાની હરીફાઈ કરીને ન આપવું

"જીવિતનું પર્યવસાન આવેલું જાણીને જે શ્રમણો પાસક અપશ્ચિમમારણાન્તિક સંલેખનાની આરાધના કરવા ઇચ્છે તેણે આ લોકની, પરલોકની, જીવિતની, મરણની અને કામભોગોની આસક્તિ ન રાખવી"

ત્યારપછી આનંદ ગૃહપતિએ ભગવાન મહાવીરની પાસે ઉપર પ્રમાણે સાંભળેલાં પાંચ અણુવ્રત

અને સાત શિક્ષાવ્રત[1] એમ બાર પ્રકારનો શ્રાવકધર્મ સ્વીકાર્યો તેણે શ્રમણભગવાન મહાવીરને વાંદીને અને નમીને આ પ્રમાણે અભિગ્રહ સ્વીકાર્યો –

"હે ભગવાન ! રાજાભિયોગ, ગણાભિયોગ, બલાભિયોગ, દેવતાભિયોગ, ગુરુનિગ્રહ અને વૃત્તિકાંતાર આ ૭ પ્રસંગો સિવાય, આજથી અન્યતીર્થિકોને, અન્યતીર્થિક દેવતાઓને અને અન્યતીર્થિકે સ્વીકારેલાને વંદન અને નમન કરવું મને ખપે નહિ પહેલા બોલાવ્યા સિવાય તેઓની સાથે આલાપસંલાપ પણ કરવો મને ન ખપે, તેમજ તેઓને અશન, પાન, ખાદિમ, સ્વાદિમ દેવું પણ ન ખપે

"આજથી હું શ્રમણનિર્ગ્રંથોને પ્રાસુક અને એષણીય અશન, પાન, ખાદિમ, સ્વાદિમ, વસ્ત્ર, કંબલ, પ્રતિગ્રહ અને પાદપ્રોંછન, પીઠ, ફલક, શય્યા, સંસ્તારક અને ઓસડવેસડ વગેરે આપતો રહીશ"

પછી કેટલાએક પ્રશ્નો શ્રમણભગવાનને પૂછીને, તેમને બરાબર સમજીને, તે પોતાને ઘેર પાછો ફર્યો ઘેર આવીને તેણે પોતાની સ્ત્રીને કહ્યું —

"હે દેવાનુપ્રિયે ! શ્રમણભગવાન મહાવીરની પાસે જઈને તેમનું પ્રવચન મે સાંભળ્યું તે મને બરાબર ગમ્યું છે અને તેમા મારી અભિરુચિ થઈ છે તો તું પણ તેમની પાસે જા અને તેમની પર્યુપાસના કરી

ગૃહિધર્મનો સ્વીકાર કર્યો ”

આનંદનું વચન સાંભળીને શિવનંદા ખુશી થઈ, સંતુષ્ટ થઈ અને વેગથી ભગવાનને ઉતારે પહોંચી ભગવાનનું પ્રવચન સાંભળી તેણે પણ આનંદની પેઠે ગૃહિધર્મ સ્વીકાર્યો

“ ભગવન્ ! ” એમ કહીને ગૌતમે શ્રમણભગવાન મહાવીરને નમ્રતાથી આ પ્રમાણે કહ્યું, “ હે ભગવન્ ! આ આનંદ શ્રમણોપાસક આપ દેવાનુપ્રિયની પાસે મુંડ થઈને પ્રવ્રજિત થશે ? ”

ભગવાને કહ્યું, “ એ વાત નહિ બને પણ હે ગૌતમ ! આનંદ શ્રમણોપાસક ઘણા વર્ષો સુધી શ્રમણોપાસકનો ધર્મ પાળીને સૌધર્મકલ્પમાં દીર્ઘજીવી દેવ થશે ”

ત્યારબાદ શ્રમણભગવાન મહાવીર બહાર જનપદવિહારે વિહરવા લાગ્યા અને આનંદ તથા તેની સ્ત્રી શિવનંદા ગૃહિધર્મને પાળતા રહેવા લાગ્યા

એમ કરતા કરતા, શીલવ્રત, ગુણવ્રત, વિરમણ, પ્રત્યાખ્યાન અને પૌષધોપવાસથી આત્માને બરાબર ભાવિત કરતા આનંદ શ્રમણોપાસકના ૧૪ વર્ષ ચાલ્યા ગયા પંદરમા વર્ષને વચગાળે તેને વિચાર થયો કે હું આ મારા ગામની અંદર ઘણા લોકોને પૂછવાનું સ્થાન છું, સલાહકાર છું અને મારા કુટુંબનો પણ આધારરૂપ છું

આ નિમિત્તને લીધે હું ભગવાન મહાવીર ની પાસે સ્વીકારેલી ધર્મપ્રજ્ઞપ્તિ પ્રમાણે રહી નહિ શકું તેથી કરીને મારે માટે શ્રેયસ્ છે કે આ બધો ભાર હું મારા જ્યેષ્ઠ પુત્રને સોંપું અને તેની અનુમતિ લઈને કોલ્લાક સંનિવેશમાં જ્ઞાત ક્ષત્રિયોના મહોલ્લામાં આવેલી પૌષધશાળાને તપાસી, ત્યાં જઈ, ભગવાન મહાવીરની પાસે સ્વીકારેલી ધર્મ-પ્રજ્ઞપ્તિ અનુસાર રહું

પછી આનંદે સમસ્ત જ્ઞાતિજન, સ્વજનસંબંધીઓ અને ગામલોકોને ભેગા કરી તેમની સામે પોતાના જ્યેષ્ઠ પુત્રને પોતાનો બધો ભાર સોંપી દીધો અને કહ્યું કે હવે પછી મારી પેઠે તમારા સલાહકાર આ છે માટે હવેથી તમે કોઈ બાબતમાં મને પૂછશો મા કે મારી સલાહ માગશો મા તમારે જે કંઈ કહેવુંકરવું હોય તો તે આ મારા જ્યેષ્ઠ પુત્રને જ કહેજો અને મારે માટે ખાનપાન, ખાદિમ, સ્વાદિમ વગેરે કાંઈ બનાવશો નહિ

આનંદની આ વાત તેના પુત્રે વિનયથી સ્વીકારી

હવે આનંદ શ્રમણોપાસક જ્યેષ્ઠ પુત્રને તથા મિત્ર, જ્ઞાતિ, સ્વજનસંબંધી વગેરે અન્ય લોકોને પૂછીને પોતાને ઘેરથી નીકળી વાણિજ્યગ્રામના કોલ્લાક સંનિવેશમાં જ્ઞાતક્ષત્રિયોના મહોલ્લામાં જ્યાં પૌષધશાળા હતી ત્યાં આવ્યો, તથા તેને પૂંજી, પ્રમાર્જી, લઘુશંકા

અને દીર્ઘ શંકાના સ્થાનો બરાબર તપાસી, દાભને સંથારે બેસી પૌષધોપવાસ કરતો શ્રમણભગવાન મહાવીરની ધર્મપ્રજ્ઞપ્તિ અનુસાર ત્યાં રહેવા લાગ્યો

આનંદે ઉપાસક પ્રતિમાઓનો[19] સ્વીકાર કર્યો પહેલી પ્રતિમાને યથાસૂત્ર, યથાકલ્પ, યથામાર્ગ અને યથાતથ્ય સારી રીતે આરાધી એ જ પ્રમાણે અગિયારે પ્રતિમાઓની તેણે સારી રીતે આરાધના કરી આવા વિપુલ, ઉદાર, ઉત્કૃષ્ટ તપકર્મથી તે શુષ્ક, કૃશ અને હાડપિંજર જેવો થઈ ગયો આવી દશામાં તેણે ધાર્યું કે હજુ મારામાં ઉત્થાન, બલ, વીર્ય, પરાક્રમ, શ્રદ્ધા, ધૈર્ય અને સંવેગ છે તથા શ્રમણભગવાન મહાવીર હજુ હયાત છે ત્યાંસુધીમાં હું અપશ્ચિમમારણાન્તિકસંલેખનાનો સ્વીકાર કરું અને એ રીતે મારું છેલ્લુ જીવન પૂરું કરું

આ રીતે તે ખાનપાનના ત્યાગ સાથે જીવિત અને મરણમાં સમભાવ સાથે રહેવા લાગ્યો એમ રહેતાં રહેતાં, તેની ચિત્તવૃત્તિ અધિક શુદ્ધ થતાં તેનાં જ્ઞાનાવરણીય કર્મોનો ક્ષય તથા ઉપશમ થયો અને તેને અવધિજ્ઞાન પ્રાપ્ત થયું હવે તે ત્યાં જ રહ્યો રહ્યો પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણમાં પાંચસો યોજન સુધીના લવણસમુદ્રના ક્ષેત્રને, ઉત્તરમાં ચુલ્લહિમવંત વર્ષધર પર્વત સુધી, ઉપર સૌધર્મ કલ્પ સુધી અને નીચે રત્નપ્રભા પૃથ્વીમાંના લોલુયચ્ચુય

નરક સુધીના પ્રદેશને જુએ છે અને જાણે છે

એ વખતે ફરતા ફરતા શ્રમણભગવાન ત્યા આવી પહોચ્યા અને ત્યાના દૂઇપલાસમય ચૈત ઊતર્યા તેમની સાથે ભગવાનના મોટા શિષ્ય ઇદ્ર છઠ્ઠને ઉપવાસ કરતા અને ઉગ્ર તપ તથા સ આત્માને ભાવિત કરતા રહેતા હતા

ઇદ્રભૂતિ ગૌતમ પહેલી પૌરુષીમા સ્વાધ્યા કરતા, બીજીમા ધ્યાન કરતા, ત્રીજીમા સ્થિરતા મુહપત્તી, ભાજન અને વસ્ત્રોનું પડિલેહણ કરી, ભ વાનની અનુમતિ લઈ, પારણાને વખતે વાણિજ્યગ્રામ ઊચ, નીચ અને મધ્યમ કુળોમા ભિક્ષાને માટે ફરત

એક વાર ભગવાનની અનુમતિ લઈ દૂઇપલાસ ચૈત્યમાથી નીકળી, ઇદ્રભૂતિ ગૌતમ, ભિક્ષા માટે વાણિજ ગ્રામમા ગયા અને ત્યા યુગપ્રમાણ માર્ગ[20] ઉ દૃષ્ટિને સ્થિર રાખતા, અચપળ ભાવે ભિક્ષા મ ફરવા લાગ્યા

પ્રાસુક અને એષણીય ખાનપાન લઈને પાછા વળ કોલ્લાક સનિવેશ પાસેથી જતા તેમણે એમ સાભ કે ભગવાન મહાવીરનો શ્રમણોપાસક આનદ પૌષ શાળામા અપશ્ચિમમારણાતિક સલેખના કરીને રહ્યો છે

ગૌતમને તેને મળવાનો વિચાર થયો એ તે આનદની પૌષધશાળામા આવ્યા

ગૌતમને આવતા જોઈને આનંદ વંદન અને નમન કરીને બોલ્યા, "હે ભગવાન ! હું આ ઉગ્ર તપને લીધે આપની પાસે આવીને તમારા ચરણને નમન કરવાને અશક્ત છું તો હે ભગવાન ! જો તમે કૃપાપૂર્વક અહીં મારી પાસે આવો તો હું તમને માથાથી ત્રણવાર વંદન અને નમન કરી શકું"

ગૌતમ આનંદની પાસે ગયા અને આનંદે તેમના ચરણમા માથું મૂકયું તેણે પૂછ્યું, "હે ભગવાન ! ઘરમા રહેતા ગૃહસ્થને અવધિજ્ઞાન થાય ખરું ?"

ગૌતમે હા પાડી આનંદે કહ્યું કે મને પણ અવધિજ્ઞાન થયું છે અને હું અહીં રહ્યો પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણમા પાંચસો યોજન સુધીના લવણસમુદ્રના ક્ષેત્રને, ઉત્તરમા ચુલ્લહિમવંત વર્ષધર પર્વત સુધી, ઉપર સૌધર્મ કલ્પ સુધી અને નીચે રત્નપ્રભામાના લોલુયચ્ચુય નરક સુધીના ક્ષેત્રને જોઈ તથા જાણી શકુ છુ

ગૌતમ બોલ્યા –"ગૃહસ્થને અવધિજ્ઞાન તો થાય છે પણ આટલુ મોટુ થઈ શકતુ નથી માટે હે આનંદ ! તુ તારી ભૂલ સ્વીકાર અને આલોચના કર "

શ્રમણોપાસક આનંદે કહ્યુ –"હે ભગવાન ! જિન પ્રવચનમા જે ભાવો સદરૂપ છે, તથ્યરૂપ છે અને સદ્ભૂત છે તે માટે શું પ્રાયશ્ચિત્ત કરવુ પડે ? જો ન કરવુ પડે તો ખરી રીતે તમારે જ પ્રાયશ્ચિત્ત કરવુ પડે તેમ

છે માટે તમે જ પ્રાયશ્ચિત્ત કરો "

આ સાંભળીને ગૌતમ શંકિત થઈને ભગવા
પાસે આવ્યા. આવીને, જતા આવતા થયેલી
પ્રતિક્રમણ કર્યું, ભિક્ષામાં થયેલા દોષોનું આલોચન ક
આહાર પાણી ભગવાનને બતાવ્યું અને આન
સાથે થયેલી વાતચીત કહી સંભળાવીને પૂછ્યુ
આનંદે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ કે મારે?

ભગવાને કહ્યુ, "હે ગૌતમ! તારે જ પ્રાયશ્ચિ
કરવુ જોઈએ માટે તું ત્યા જા અને આનંદ શ્રમણોપ
સકની માફી માગી આવ."

ઇંદ્રભૂતિ ગૌતમે તુરત આનંદની પૌષધશા
જઈને પોતાની થયેલી ભૂલની માફી માગી

હવે શ્રમણભગવાન મહાવીર વાણિજ્યગ્રામ
બહાર વિહરવા લાગ્યા અને શ્રમણોપાસક આનંદ વીસ
વર્ષ સુધી શીલવ્રત વગેરે વ્રતોને પાળતો, અગિય
પ્રતિમાની આરાધના કરતો અને છેવટે મારણાન્તિ
સંલેખનાને સેવતો સમાધિપૂર્વક કાળ કરીને સૌધર્
કલ્પના અરુણ વિમાનમા દેવ થયો ત્યાથી
મહાવિદેહવાસ પામી સિદ્ધ બુદ્ધ અને મુક્ત થશે.

## ૨

## કામદેવ

ચંપામાં જિતશત્રુ નામે રાજા રાજ્ય કરતો હતો. ત્યાં કામદેવ ગૃહપતિ અને ભદ્રા ભાર્યા રહેતાં હતાં. કામદેવ પાસે છ હિરણ્યકોટી નિધાનમાં, છ વ્યાજે અને છ ઘરવખરામાં હતી ઉપરાંત દસ હજાર ગાયનો એક વ્રજ એવા છ વ્રજો હતા.

આનંદની પેઠે કામદેવ ગૃહપતિ પણ ચંપાના પૂર્ણભદ્ર ચૈત્યમાં આવેલા ભગવાન મહાવીરની પાસે શ્રાવકધર્મ સ્વીકારીને, પોતાના મોટા પુત્ર, મિત્ર, જ્ઞાતિ વગેરે સ્વજનોને પૂછીને પૌષધશાળામાં જઈ, સ્વીકારેલી ધર્મપ્રજ્ઞપ્તિ અનુસાર રહે છે.

આ પ્રતિમાને ધારણ કરીને રહેતા કામદેવ

શ્રમણોપાસકની પાસે એક વાર એક માયી અને મિથ્યા દૃષ્ટિ દેવ, કામદેવને તેના ધ્યાનથી ચલિત કરવા માટે પિશાચનું રૂપ લઈ, ઉઘાડી તરવાર સાથે આવ્યો અને બોલ્યો –

"હે દુરંતપ્રાંતલક્ષણવાળા, અપ્રાર્થિતના પ્રાર્થી હ્રી, શ્રી, ધૃતિ અને કીર્તિથી રહિત, મોક્ષના તરસ્યા કામદેવ શ્રમણોપાસક! જો તું આ તારા શીલવ્રત અને ગુણવ્રતને નહિ છોડી દે તો હું આજે હમણા જ તારા આ તરવારથી ટુકડેટુકડા કરી નાખીશ જેથી તું અકાળે દુઃખી થઈને મરી જઈશ "

આ સાંભળીને કામદેવ જરા પણ ડર્યો નહિ અને મૌન ધારણ કરીને પોતાના ધ્યાનમાં સ્થિર રહ્યો

એ પિશાચે બે ત્રણ વાર એમ કહ્યા છતાં કામદેવે કશું જ ગણકાર્યું નહિ ત્યારે છેવટે હોઠ પીસતા તે દેવે ભવાં ચડાવીને ક્રોધના માર્યા તે શ્રમણોપાસકના તરવારથી ટુકડેટુકડા કર્યા

કામદેવ શ્રમણોપાસક તે અસિવેદનાને સહી લીધી પણ પોતાના ચિત્તમાં કિંચિન્માત્ર પણ ક્ષોભ થવા દીધો નહિ

છેવટે થાકીને તે દેવે એક મોટું હાથીનું રૂપ લીધું મેઘની જેમ ગાજતા તે હાથીએ કામદેવને સૂંઢમાં લીધો, આકાશમાં ઊંચો ફેંક્યો અને પોતાના તીક્ષ્ણ દંતૂશળ-

ીઝીલ્યો તથા ઊંચે પૃથ્વી ઉપર નાખી પગથી ખૂ દ્યો
તા પણ તે પોતાના ધ્યાનથી ડગ્યો નહિ

થાકીને તેણે એક ભયંકર સર્પનું રૂપ લીધુ અને
ફાડા મારતા તેણે તેના શરીર ઉપર ચીટળાઈ ને ભરડો
પો તથા પોતાની વિષપૂર્ણ તીક્ષ્ણ દાઢથી તેને દશ
ર્યો છતા ય સમભાવે તે વેદનાને પણ સહન કરતો
ામદેવ પોતાના ધ્યાનમા સ્થિર રહ્યો

આથી પ્રસન્ન થઈને તે દવે પોતાનું અસલ રૂપ
ગટ કર્યું અને કામદેવને કહ્યુ, "હે દેવાનુપ્રિય! તું
ન્ય છે, કૃતાર્થ છે, તારો જન્મ અને જીવિત સફળ
કે તે આ પ્રકારની દૃઢ અને નિશ્ચલ પ્રતિપત્તિ
નેર્ગ્રંથપ્રવચનમા પ્રાપ્ત કરી છે એક વાર દેવે દ્ર દેવરાજ
ડદ્ર એમ બોલેલો કે ભારતવર્ષની ચપામા રહેતા કામદેવ
શ્રમણોપાસકને કોઈ દેવ, દાનવ, યક્ષ, રાક્ષસ, કિંનર,
કિંપુરુષ, મહોરગ કે ગાધર્વ, નિર્ગ્રંથના પ્રવચનથી ચળાવી
શકે તેમ નથી ઇદ્રના એ બોલને અફળ કરવાને તને
ક્ષોભ પમાડવા હુ અહીં આવેલો પણ તુ કેમે કરીને
ક્ષોભ ન પામતા સ્થિર જ રહ્યો તો હે દેવાનુપ્રિય! હુ
મારા અપરાધની વાર વાર માફી માગુ છુ" પછી એમ
કહેતો તે દેવ તેને પગે પડ્યો

કામદેવ શ્રાવકે ત્યાર બાદ નિર્વિઘ્ન રીતે પ્રતિમાને
પૂરી કરી

તેવામા ફરતા ફરતા, શ્રમણભગવાન મહ
ચ પામા આવીને પૂર્ણભદ્ર ચૈત્યમા ઊતર્યા

તેમના આવ્યાના સમાચાર સાભળીને ક
તેમને વાદી નમીને ત્યાથી પાછા ફર્યા પછી પૌ
પરિવાનો વિચાર કર્યો એટલે તે શુદ્ધ વસ્ત્રો
કરી, મોટા મનુષ્યસમૂહ સાથે પોતાને ઘેરથી ની-
પૂર્ણભદ્ર ચૈત્ય તરફ ગયો

શ્રમણભગવાન મહાવીરે આવેલી સભાને
કામદેવ શ્રમણોપાસકને ધર્મકથા કહી પછી "ક
દેવ!" એમ કહીને શ્રમણભગવાન મહાવીરે કામદેવ
શ્રમણોપાસકને, પિશાચરૂપ કરીને આવેલા દેવની
તેણે આપેલી યાતનાની અને કામદેવે બતાવેલ
સ્થિરતાની વાત કહી સભળાવી.

પછી "આર્યો!" એમ કહીને નિર્ગ્રંથનિર્ગ્રંથી
ઓને બોલાવીને શ્રમણભગવાન મહાવીરે એમ કહ્યું
ઘરમા વસતા આ શ્રમણોપાસકો પોતાના વ્રતન
પાલનને માટે દિવ્ય, માનુષિ અને પશુએ કરેલ
ઉપસર્ગોને સારી રીતે સમભાવે સહન કરે છે, તેમનાથ
ચલાયમાન થતા નથી અને પોતાના વ્રતમા તત્પ
રહે છે, તો હે આર્યો! તમા શ્રમણનિર્ગ્રંથોએ, અને
નિર્ગ્રંથીઓએ તો આ દ્વાદશાગ ગણિપિટકમા વર્ણવેલા
આચારોને બરાબર સુરક્ષિત રાખવા માટે બરાબર

તૈયાર રહેવુ જોઈએ તેમાથી જરાપણ ચલિત ન થવુ જોઈએ અને માર્ગમા જે જે યાતનાઓ આવે તે સહન કરવી જોઇએ

શ્રમણભગવાન મહાવીરની આ હકીકતને તે શ્રમણશ્રમણીઓએ વિનયપૂર્વક સ્વીકારી અને તે પ્રમાણે વર્તવાનું શરૂ કર્યું પછી કામદેવ શ્રમણોપાસક ભગવાનને કેટલાક પ્રશ્નો પૂછીને, તેમના જવાબ બરાબર સમજીને પોતાને આવાસે ગયો

ભગવાન મહાવીર પણ ચપાથી નીકળીને જનપદ વિહારે વિહરવા લાગ્યા

કામદેવ શ્રમણોપાસક પહેલી ઉપાસક પ્રતિમાને સ્વીકારીને રહેવા લાગ્યો તેણે વીશ વર્ષ સુધી શ્રમણોપાસકની મર્યાદા બરાબર સાચવી

તે પ્રમાણે ઉપાસકની અગિયારે પ્રતિમાઓને સારી રીતે પારીને છેવટે સાઠ દિવસ સુધી મારણાતિક સલેખના લઈને, આલોચન અને પ્રતિક્રમણ કરીને સમાધિ પામેલો તે કાળધર્મ પામ્યો તથા સૌધર્મકલ્પના અરુણાભ વિમાનમા દેવપણે ઉત્પન્ન થયો ત્યાથી ચ્યવીને, મહાવિદેહવાસ પામી તે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થશે

## ૩

## ગૃહપતિ ચૂલણીપિતા

વારાણસી નગરીમાં જિતશત્રુ રાજાનું રાજ્ય હતું. ત્યાં ચૂલણીપિતા નામનો એક મોટો ગૃહપતિ શ્યામા ભાર્યા સાથે રહેતો હતો. તેની પાસે આઠ હિરણ્યકોટી નિધાનમાં, આઠ વ્યાજે અને આઠ ઘરવાપરમાં હતી. ઉપરાંત દસ હજાર ગાયનો એક વ્રજ એવા આઠ વ્રજો હતા.

આનંદની પેઠે તે પણ વારાણસીમાં કોષ્ઠક ચૈત્યમાં ઊતરેલા શ્રમણભગવાન મહાવીર પાસે ધર્મપ્રજ્ઞપ્તિ સ્વીકારીને પૌષધશાળામાં રહેવા લાગ્યો.

એક વાર એક માયી અને મિથ્યાદૃષ્ટિ દેવ ચૂલણીપિતાને તેના ધ્યાનથી ચલિત કરવા માટે પિશાચનું

રૂપ લઇ, ઉઘાડી તરવાર સાથે આવ્યો અને બોલ્યો -

"હે દુરંતપ્રાંતલક્ષણવાળા ! અપ્રાર્થિતના પ્રાર્થી ! હ્રી, શ્રી, ધૃતિ, અને કીર્તિથી રહિત ! મોક્ષના પિપાસુ ચૂલણીપિતા શ્રમણોપાસક ! જો તું આ તારા શીલવ્રત અને ગુણવ્રતને નહિ છોડી દે તો હું આજે હમણાં જ તારા મોટા દીકરાને તારી પાસે લાવીને, તેનો વધ કરી, તેના માંસના ગોળા કરી આધણથી ભરેલા કડાહમાં તારી સામે જ ઉકાળું છું અને તેના લોહી તથા માંસને તારા શરીર ઉપર છાટું છું"

તે દેવે એ પ્રમાણે બે ત્રણ વાર કહ્યા છતા ચૂલણીપિતા નિર્ભયતા સાથે પોતાના ધ્યાનમાં તત્પર રહ્યો એટલે ક્રોધથી ભવા ચડાવીને તે દેવે તેની સામે તેના મોટા દીકરાના ટુકડા કરી તેના માંસને ઉકાળવા કડાહમા નાખ્યું અને તેનું લોહી વગેરે તેના શરીર ઉપર છાટયું

ચૂલણીપિતાએ આ તીવ્રવેદના પૂર્ણ શાંતિથી સહન કરી

તેને ન ડગેલો જાણીને તે દેવે તેના વચલા તેમજ સૌથી નાના પુત્રને પણ તેની સામે મારીને કડાહમાં ઉકાળ્યો, છતા તે ડર્યો નહિ

છેવટે તેને ડગાવવા તે દેવે ચૂલણીપિતાની ભદ્રા માતાના કટકા કરી તેને ઉકાળવાની ધમકી આપી

આમ એ ત્રણ વાર તે દેવે કહ્યા પછી ચૂલણીપિતાને વિચાર આવ્યો કે અહો! આ કોઈ અનાર્ય, અનાર્ય બુદ્ધિવાળો પુરુષ આવા અનાર્ય પાપકર્મો મારી સામે કરે છે તેણે મારા પુત્રોને તો મારી નાખ્યા, હવે તે મારે માટે આકરા દુઃખ સહન કરનારી મારી દેવગુરુ સમાન જનનીને મારી સામે મારીને ઉકાળવા તૈયાર થયો છે માટે મારે આ માણસને પકડી લેવો જોઈએ

આવો વિચાર કરીને તે ઊઠયો તેને ઊઠેલો જોઈને તે દેવ એકદમ આકાશમા ઊડી ગયો અને ચૂલણીપિતાના હાથમા માત્ર થાંભલો આવ્યો એટલે તેણે મોટો કોલાહલ કરી મૂકયો.

તેનો કોલાહલ સાભળીને તેની માતા જાગીને તેની પાસે આવી અને કહેવા લાગી –"હે પુત્ર! તું આ કોલાહલ શા માટે કરે છે?"

ચલણીપિતાએ પોતે જોયેલી વાત તેને કહી સભળાવી માતાએ કહ્યુ –"હે પુત્ર! અહી કોઈ માણસ આવ્યો નથી, કોઈએ તારા એકે પુત્રને માર્યો નથી અને તને નડવા માટે પણ કોઈ અહી આવ્યુ નથી તે કોઈ બિહામણુ દૃશ્ય જોયુ હોય એમ લાગે છે અને તેને કારણે તું તારા વ્રતનિયમપૌષધથી ચલિત થયો છે માટે તું તેમની આલોચના કર અને

ફરી વાર તેમને સ્વીકારીને જેમ રહેતો હતો તેમ રહે '

માતાની વાત ચૂલણીપિતાએ વિનયથી સ્વીકારી અને પોતે તોડેલા નિયમનું પ્રાયશ્ચિત્ત કરી, તેનો ફરી સ્વીકાર કરી પહેલાની જેમ રહેવા લાગ્યો. તેણે આનંદની પેઠે શ્રમણોપાસકની અગિયારે પ્રતિમાઓને સારી રીતે પારી તથા છેવટે કામદેવ શ્રમણોપાસકની પેઠે મારણાંતિક સંલેખનાનો સ્વીકાર કરીને સમાધિમાં રહેતો તે કાળધર્મ પામીને સૌધર્મકલ્પના અરુણપ્રભ વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયો ત્યાંથી ચ્યવીને, મહાવિદેહવાસ પામી તે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થશે.

૪

# સુરાદેવ

વારાણસીમા જિતશત્રુ નામે રાજા રાજ્ય કરતે
હતો ત્યા સુરાદેવ નામનો ગૃહપતિ ધન્ના ભાર્યા સા
રહેતો હતો તેની પાસે છ હિરણ્યકોટી નિધાનમા,
વ્યાજે અને છ ઘરવાપરમા હતી ઉપરાત દસ હજા
ગાયનો એક વ્રજ એવા છ વ્રજો હતા

તે પણ વારાણસીમા આવેલા અને કોષ્ઠક ચૈત્યમ
ઊતરેલા શ્રમણભગવાન મહાવીર પાસે ધર્મપ્રજ્ઞપ્તિ
સ્વીકારીને બ્રહ્મચર્ય સાથે પોતાની પૌષધશાળામ
રહેવા લાગ્યો

એક દેવે તેને તેના વ્રતથી ચળાવવા માટે તેન
પાસે આવીને તેના ત્રણે પુત્રોને ચૂલણીપિતાના પુત્રોન

જેમ મારી નાખ્યા છતા તે ડગ્યો નહિ છેવટે તેણે એક સાથે સોળ રોગો તેના શરીરમા મૂકવાની ધમકી આપી તેથી તે પણ ચૂલણીપિતાની જેમ તેને પકડવાનો વિચાર કરીને ઊભો થયો તે જેવો તેને પકડવા ગયો કે તરત પેલો દેવ આકાશમા ઊડી ગયો અને સુરાદેવના હાથમા માત્ર થાભલો આવ્યો એટલે તેણે મોટો કોલાહલ કરી મૂક્યો

તેનો કોલાહલ સાભળીને તેની ધન્યા ભાર્યા જાગીને તેની પાસે આવી તથા આમ કોલાહલ કરવાનુ કારણ તેને પૂછવા લાગી

સુરાદેવે તેને પોતે જોયેલી વાત કહી સભળાવી તે સાભળી ધન્યા ભાર્યાએ તને કહ્યુ કે "અહી કાઈ માણસ આવ્યો નથી, કોઈએ તમારા એકે પુત્રને માર્યો નથી તમે કોઈ બિહામણુ દૃશ્ય જોયુ હોય એમ લાગે છે તથા તેને કારણે તમે વ્રતનિયમપૌષધથી ચલિત થયા છો માટે તમે તેમની આલોચના કરી ફરી વાર તેમને સ્વીકારીને જેમ રહેતા હતા તેમ રહો"

સુરાદેવે ધન્યા ભાર્યાની વાત વિનયથી સ્વીકારી અને ચૂલણીપિતાની પેઠે પ્રાયશ્ચિત્ત કરી, વ્રતનિયમ પૌષધનો ફરી વાર સ્વીકાર કરીને તે પહેલાની જેમ રહેવા લાગ્યો

આનદની પેઠે તેણે પણ શ્રમણોપાસકની અગિયારે

પ્રતિમાઓને સારી રીતે પાળી અને છેવટે કામદેવ શ્રમણોપાસકની પેઠે મારણાંતિક સંલેખના સ્વીકારીને સમાધિમાં રહેતો તે કાળધર્મ પામીને સૌધર્મ-કલ્પના અરુણકાન્ત વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયો. ત્યાંથી ચ્યવીને મહાવિદેહ નામ પામી, તે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થશે

# ૫

## ચુલ્લશતક

આલભિકા[1] નગરીમા જિતશત્રુ રાજા હતો ત્યા ચુલ્લશતક નામે ગૃહપતિ બહુલા ભાર્યા સાથે રહેતો હતો તેની પાસે છ હિરણ્યકોટી નિધાનમા, છ વ્યાજે અને છ ધરવાપરમા હતા ઉપરાત દસ હજાર ગાયોનો એક વ્રજ એવા છ વ્રજો હતા

તે પણ શખવન ઉદ્યાનમા આવીને ઊતરેલા ભગવાન મહાવીર પાસે ધર્મપ્રજ્ઞપ્તિ સ્વીકારીને બ્રહ્મચર્ય સાથે પોતાની પૌષધશાળામા રહેવા લાગ્યો

ત્યા એક રાત્રે દેવે તેને તેના વ્રતથી ચળાવવા, તેની પાસે આવીને તેના ત્રણે પુત્રોને ચૂલણીપિતા ગૃહપતિના પુત્રોની જેમ મારી નાખ્યા છતા તે ડગ્યો નહિ છેવટે તેણે તેના બધા પૈસા ઘરમાથી કાઢીને બધાને

વહેથી દેવાની ધમકી આપી તેથી તે પણ ચલણી પિતાની જેમ તેને પકડવાનો વિચાર કરીને ઊભો ને જેવો તેને પકડવા ગયો કે તરત પેલો દેવ આકાશ મા ઊડી ગયો તેના હાથમા માત્ર થાભલો આવ્યો આથી તેણે મોટો કોલાહલ કરી મૂક્યો

તેનો કોલાહલ સાભળી તેની બહુલા ભાર્યા જાગીને તેની પાસે આવી અને આમ કોલાહલ કરવાનું કારણ તેને પૂછવા લાગી

ચુલ્લશતકે તેને પોતે જોયેલી બધી વાત કહી સભળાવી તે સાભળી બહુલાએ પણ તેને ધન્યા ભાર્યાની પેઠે વ્રતનિયમપૌષધથી ચલિત થવા બદલ આલોચના કરી તેમનો ફરી સ્વીકાર કરવાની સલાહ આપી

ચુલ્લશતકે બહુલા ભાર્યાની વાત વિનયથી સ્વીકારી અને ચલણીપિતાની પેઠે પ્રાયશ્ચિત્ત કરી વ્રતનિયમપૌષધ-નો ફરી વાર સ્વીકાર કરીને તે પહેલાની જેમ રહેવા લાગ્યો

આનદની પેઠે તેણે પણ શ્રમણોપાસકની અગિયારે પ્રતિમાઓને સારી રીતે પાળી અને છેવટે કામદેવ શ્રમણોપાસકની પેઠે મારણાતિક સલેખના સ્વીકારીને સમાધિમા રહેતા તે કાળધર્મ પામીને સૌધર્મ કલ્પના અરુણસિદ્ધ વિમાનમા દેવપણે ઉત્પન્ન થયો ત્યાથી ચ્યવીને મહાવિદેહવાસ પામી ને સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થશે

## ૬

# ગૃહપતિ કુંડકૌલિક

કંપિલપુર નગરમા જિતશત્રુ રાજા હતો ત્યા ગૃહપતિ કુંડકોલિક પુષા ભાર્યા સાથે રહેતો હતો. તેની પાસે છ હિરણ્યકોટી નિધાનમા, છ વ્યાજે અને છ પ્રવિસ્તરમા હતી ઉપરાત દસ હજાર ગાયોનો એક વ્રજ એવા છ વ્રજો હતા

એક વાર ફરતા ફરતા ભગવાન મહાવીર ત્યા આવ્યા અને ત્યાના સહસ્રામ્રવણ ઉદ્યાનમા ઊતર્યા કુંડ કોલિક ભગવાન મહાવીર પાસે ધર્મપ્રજ્ઞપ્તિ સ્વીકારીને પોતાની નામમુદ્રા અને ઉત્તરીયને પોતાની અશોક-વનિકાની શિલા પર મૂકીને ગ્હેના લાગ્યો

એ વખતે એક દેવે આવીને તેના તે નામમુદ્રા અને ઉત્તરીય ઉચકી લીધા અને આકાશમા રહીને બોલવા લાગ્યો – "હે કુડકોલિક શ્રમણોપાસક! મખલિપુત્ર ગોશાલની[1] ધર્મપ્રજ્ઞપ્તિ સુદર છે, તેમા ઉત્થાન, કર્મ, બલ, વીર્ય કે પુરુષકારપરાક્રમ નથી, તેમજ બધા ભાવો નિયત છે શ્રમણભગવાન મહાવીરની ધર્મપ્રજ્ઞપ્તિ સુદર નથી કારણકે તેમા ઉત્થાન, કર્મ, બલ, વીર્ય અને પુરુષકારપરાક્રમ છે, તેમજ બધા ભાવો અનિયત છે "

કુડકોલિકે તેને જવાબ આપ્યો કે "ઉત્થાનાદિ વિનાની અને સર્વભાવની નિયતતાને દર્શાવનારી મખલિપુત્ર ગોશાલની ધર્મપ્રજ્ઞપ્તિ સુદર હોય અને શ્રમણ ભગવાન મહાવીરની ઉત્થાનાદિયુક્ત તથા સર્વભાવની અનિયતતા દર્શાવનાર ધર્મપ્રજ્ઞપ્તિ અસુદર હોય તો હે દેવ! તે આ પ્રકારની દિવ્ય દેવશ્રી, દ્યુતિ અને દિવ્ય દેવપ્રભાવ કેવી રીતે પ્રાપ્ત કર્યાં? ઉત્થાનાદિથી મેળવ્યા કે અનુત્થાનાદિથી?

દેવે જવાબ આપ્યો કે "હે દેવાનુપ્રિય! મે આ દિવ્ય દેવશ્રી વગેરે અનુત્થાનાદિથી મેળવ્યા છે"

કુડકોલિકે કહ્યુ કે "જો આવી દિવ્ય દેવશ્રી અનુત્થાનાદિથી જ મળતી હોય તો જે જીવો ઉત્થાન, બલ, વીર્ય અને પુરુષકારપ્રયત્ન વિનાના છે તેઓ

કેમ તારા જેવી દિવ્ય દેવશ્રી મેળવી શકતા નથી? તેથી તું જે કહે છે કે મંખલિપુત્ર ગોશાલની ધર્મ-પ્રજ્ઞપ્તિ સુંદર છે અને શ્રમણભગવાન મહાવીરની ધર્મપ્રજ્ઞપ્તિ અસુંદર છે એ વાત મિથ્યા છે"

દેવ કુંડકોલિક શ્રમણોપાસકને ભગવાન મહાવીરના પ્રવચનથી ચલિત કરી શક્યો નહિ કિંતુ તે પોતે જ શંકિત થઈ ગયો અને તેનું ચિત્ત ડહોળાઈ ગયું તેથી કાંઈ પણ ઉત્તર આપ્યા વિના પોતે ઉપાડી લીધેલા નામમુદ્રા અને ઉત્તરીયને નીચે મૂકીને ચાલ્યો ગયો

હવે એકવાર શ્રમણભગવાન મહાવીર ફરતા ફરતા ત્યાં આવ્યા તેમની પાસે બીજા લોકો સાથે ધર્મકથા સાંભળવા આવેલા કુંડકોલિકને તેમણે "હે કુંડકોલિક!" એમ કહીને બોલાવીને પેલા દેવની સાથે તેને થયેલી ચર્ચાની વાત કહી સંભળાવી તથા સભા સમક્ષ તેના વખાણ કર્યાં

પછી "આર્યો!" એમ કહીને શ્રમણનિર્ગ્રંથો અને નિર્ગ્રંથીઓને બોલાવીને કહ્યું કે "જ્યારે આવા ઘરમાં રહેનાર ગૃહસ્થો અર્થ, હેતુ અને પ્રશ્નોદ્વારા અન્યતીર્થિકોને નિરુત્તર કરી શકે છે તો હે આર્યો! દ્વાદશાંગ ગણિપિટકને ભણનારા તમે શ્રમણનિર્ગ્રંથો અને નિર્ગ્રંથીઓ તો અન્યતીર્થિકોને અર્થ, હેતુ અને પ્રશ્નોદ્વારા જરૂર નિરુત્તર કરી શકો જ" ભગવાનની

આ વાત તે શ્રમણનિર્ગ્રંથો અને નિર્ગ્રંથીઓએ વિનયથી સ્વીકારી

ત્યારબાદ કુંડકોલિક ભગવાનને કેટલાક પ્રશ્નો પૂછીને તથા તેમના જવાબો બરાબર સમજીને પોતાને ઘેર ચાલ્યો ગયો

ભગવાન મહાવીર પણ ત્યાંથી નીકળીને બહાર જનપદવિહારે વિહરવા લાગ્યા.

પોતે લીધેલા શીલવ્રત અને ગુણવ્રતોને પાળતા પાળતા કુંડકોલિક શ્રમણોપાસકના ૧૪ વર્ષો વીતી ગયા પંદરમા વર્ષના વચગાળામા તે, કામદેવ શ્રમણોપાસકની પેઠે પોતાના મોટા પુત્રને પોતાનો બધો કારભાર સોંપી તેની અનુમતિથી ધર્મપ્રજ્ઞપ્તિ સ્વીકારી પૌષધશાળામા રહેવા લાગ્યો તેણે ત્યા શ્રમણોપાસકની અગિયાર પ્રતિમાઓને સારી રીતે પાળી ઉંડે મારણાંતિક સંલેખનાને સ્વીકારી સમાધિમા રહેતો તે કાળધર્મ પામી સૌધર્મકલ્પમા અરુણધ્વજ વિમાનમા દેવ થયો ત્યાંથી ચ્યવીને મહાવિદેહવાસ નામી તે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થશે

## ૭

## સદ્દાલપુત્ત

પોલાસપુરમા જિતશત્રુ રાજા હતો ત્યા સદ્દાલપુત્ર નામે આજીવિકોનો ઉપાસક એક કુભાર અગ્નિમિત્રા ભાર્યા સાથે રહેતો હતો તે આજીવિકસિદ્ધાતમા વિનિશ્ચિતાર્થ અને જ્ઞાતાર્થ હતો તથા એમ માનતો કે આજીવિકનો સિદ્ધાત એ જ પરમાર્થ છે અને બીજા બધા અનર્થ છે એ રીતે આજીવિકસિદ્ધાત વડે આત્માને ભાવિત કરતો તે ત્યા રહેતો હતો

તેની પાસે એક હિરણ્યકોટી નિધાનમા, એક વ્યાજે અને એક ઘરવાપરમા હતી ઉપરાત દશ હજાર ગાયોનો એક વ્રજ હતો

પોલાસપુરની બહાર તેના પાચસો હાટો હતા

તેમાં તેણે અનેક માણસોને પગાર આપીને રાખ્યા રોકેલા હતા. તેઓ ત્યાં અનેક કરવાં, વારકો, પીઠર, ઘડા, અર્ધઘડા, કળશો, અલિંજરો, જંબુલો અને ઉષ્ટ્રિકાઓ બનાવે છે તથા બીજા માણસો તેમને રાજમાર્ગમાં વેચે છે.

આજીવિકોપાસક સદ્દાલપુત્ર પોતાની અશોક વનિકામાં જઈ મંખલિપુત્ર ગોશાલ પાસે ધર્મપ્રજ્ઞપ્તિ સ્વીકારીને રહેવા લાગ્યો. ત્યાં તેની પાસે એક દેવ આવીને આકાશમાં રહીને કહેવા લાગ્યો કે "હે દેવાનુપ્રિય! કાલે અહીં મહામાહણ, ઉત્પન્નજ્ઞાનદર્શનધર, અતીત, વર્તમાન અને ભવિષ્યના જાણકાર, અરિહંત, જિન, કેવલી, સર્વજ્ઞ, સર્વદર્શી, ત્રૈલોક્યપૂજિત, દેવ, મનુષ્ય અને અસુરોને અર્ચનીય, વંદનીય તથા તથ્ય કર્મોથી યુક્ત એવા એક પુરુષ આવવાના છે તો તું તેમનું વંદન કરજે અને [illegible] તથા પ્રાસુક અશન, પાન, ખાદિમ, સ્વાદિમ અને પીઠ ફલક, શય્યા તથા સંથારાદ્વારા તેમને નિમંત્રણ કરજે."

આ પ્રમાણે બે ત્રણ વાર કહીને તે દેવ પોતાને સ્થાને ચાલ્યો ગયો. આજીવિકોપાસક સદ્દાલપુત્રને આ સાંભળીને એવો વિચાર થયો કે "આવતી કાલે મારા ધર્માચાર્ય, ધર્મોપદેશક મંખલિપુત્ર ગોશાલ જે મહામાહણ જિન, કેવળી અને મહાન છે તે આવનાર

કે તો હુ તેમને વાદીશ અને નિમ ત્રણ કરીશ

પ્રાત કાળ થતા જ ત્યા સહસ્રામ્ર ઉદ્યાનમા શ્રમણભગવાન મહાવીર આવીને ઊતર્યા પોલાસપુરના લોકો તેમનુ ધર્મપ્રવચન સાભળવા ગયા સદ્દાલપુત્ર પણ તેમના આગ્માની વાત જાણી નાહી, ધોઈ, શુદ્ધ વસ્ત્રો અને યોગ્ય અલકારો પહેરીને મનુષ્યસઘ સાથે તેમના દર્શને ગયો

ત્યા તેણે ત્રણ પ્રદક્ષિણા કરીને તેમને વદન અને નમન કર્યું તે આજીવિકોપાસકને ભગવાને ધર્મકથા કહી અને એક દેવે તેને, આગલે જ દિવસે મહામાહણ, જિન, કેવલી આવવાના છે એવી જે વાત કહી હતી તે પણ કહી સભળાવી તથા વધારામા એમ પણ જણાવ્યુ કે દેવનુ એ કથન મખલિપુત્ર ગોશાલને ઉદ્દેશીને નહોતુ

ભગવાન મહાવીરે આમ કહ્યા પછી સદ્દાલપુત્રને થયું કે આ શ્રમણભગવાન મહાવીર મહામાહણ છે, જિન, કેવલી તથા તથ્ય કર્મોથી યુક્ત છે તો આમને વદન અને નિમત્રણ કરવામા જ મારુ શ્રેય છે

એમ વિચારીને તેણે ભગવાનને વાદીને કહ્યુ કે "હે ભગવાન! પોલાસપુરની બહાર મારી ૫૦૦ દુકાનો છે આપને જો કાઈ પીઠ, ફલક વગેરે જોઈતા હોય તે ત્યાથી લઈને સુખે સુખે વિહરી શકો છો"

મિત્રા સ્ત્રી સાથે ભોગો ભોગવે તો તુ તેને શિક્ષા કરે કે નહિ?"

સદ્દાલપુત્ર બોલ્યો –"ભગવન્! જરૂર તે પુરુષને હુ પકડુ, બાધુ અને જીવથી મારુ "

ભગવાન બોલ્યા –"સદ્દાલપુત્ર! જો ઉત્થાન, બલ, વીર્ય, પરાક્રમ નથી અને બધા ભાવો નિયત જ છે તો કોઈ વાસણને ચોરતુ નથી, ફોડતુ નથી કે તારી સ્ત્રી સાથે ભોગ ભોગવતુ નથી તો પછી તુ શા માટે તે માણસને મારે કે બાધે? કારણકે તારા હિસાબે તો બધુ નિયત જ છે માટે ઉત્થાન વગેરે નથી એમ તારુ કહેવુ ખોટુ છે"

ભગવાનની યુક્તિ સાભળીને સદ્દાલપુત્ર સબુદ્ધ થયો અને તેણે તેમની પાસે તેમનો ધર્મ સાભળવાની ઇચ્છા કરી

ભગવાન મહાવીરે તે આજીવિકોપાસકને પોતાનો સિદ્ધાત સમજાવ્યો તથા તેણે તેનો સ્વીકાર કર્યો. પછી તેણે આનદની પેઠે પાચ અણુવ્રત અને સાત શિક્ષાવ્રતવાળો ગૃહિધર્મ સ્વીકાર્યો તથા ધનસપત્તિ અને ભોગતૃષ્ણાની મર્યાદા બાધી લીધી

ઘેર આવીને તેણે પોતાની સ્ત્રીને કહ્યુ - "તુ અહી આવેલા ભગવાન મહાવીર પાસે જા અને તેમનો વિનય કરી તેમની પાસે ગૃહિધર્મને સ્વીકાર "

પોલાસપુરની આજીવિકસભામાં આવ્યો ત્યાં પોતાના ઉપકરણો મૂકીને કેટલાક આજીવિકો સાથે તે સદ્દાલપુત્ર શ્રમણોપાસક પાસે ગયો

સદ્દાલપુત્ર તેનો આદર ન કરતા મૌન રહ્યો સદ્દાલપુત્રથી નહિ સત્કારાયેલો મખલિપુત્ર ગોશાલ પીઠ, ફલક, શય્યા અને સંથારા મેળવવા માટે શ્રમણ-ભગવાન મહાવીરના ગુણકીર્તન કરતો સદ્દાલપુત્ર પ્રત્યે આ પ્રમાણે બોલ્યો –

" હે દેવાનુપ્રિય ! અહી મહામાહણ આવ્યા છે " સદ્દાલપુત્રે મખલિપુત્ર ગોશાલને પૂછ્યુ – "હે દેવાનુપ્રિય ! અહી મહામાહણ કોણ છે ? "

" શ્રમણભગવાન મહાવીર મહામાહણ છે " એમ ગોશાલે કહ્યુ " એ મહામાહણ શા માટે છે ? " એમ સદ્દાલપુત્રે પૂછ્યુ ' શ્રમણભગવાન મહાવીર અર્હંત છે, જિન છે, કેવળી છે અને તથ્યકર્મથી યુક્ત છે માટે હે દેવાનુપ્રિય ! તે મહામાહણ છે ' ત્યાર બાદ ગોશાલે ફરીથી કહ્યુ " અહી મહાગોપ, મહા સાર્થવાહ, મહાધર્મકથી, અને મહાનિર્યામક પધારેલા છે"

સદ્દાલપુત્રે પૂછ્યુ "એ કોણ છે"? "એ શ્રમણભ ગવાન મહાવીર છે" એમ ગોશાલે કહ્યુ

" તેઓ મહાગોપ, મહાસાર્થવાહ, મહાધર્મકથી અને મહાનિર્યામક કેમ છે ? " એમ સદ્દાલપુત્રે પૂછ્યુ

જવાબમા ગોશાલે જણાવ્યુ કે –"હે દેવાનુપ્રિય! આ સસાર અટવીમા નાશ પામતા, વિનાશ પામતા, ખવાઈ જતા, છેદાઈ જતા, ભેદાઈ જતા જીવોનુ ધર્મરૂપ દડથી સરક્ષણ કરીને નિર્વાણના મહામાર્ગમા પહોચાડનાર છે માટે તે મહાગોપ છે

"આ સસાર અટવીમા નાશ પામતા, વિનાશ પામતા, ખવાઈ જતા, છેદાઈ જતા, ભેદાઈ જતા જીવોનુ ધર્મરૂપ પથથી રક્ષણ કરીને નિર્વાણરૂપ મહા નગરમા પહોચાડનાર છે માટે તે મહાસાર્થવાહ છે

'આ અગાધ સસારમા નાશ પામતા, વિનાશ પામતા, ઉન્માર્ગે ચડેલા, સન્માર્ગથી ભ્રષ્ટ થયેલા અને અસત્યથી પરાજિત થયેલા જીવોને ઘણી સમજૂતી અને બોધ આપીને સસારકાતારથી પાર ઉતારનારા છે માટે તે મહાધર્મકથી છે

"સસારરૂપ મહાસમુદ્રમા નાશ પામતા, વિનાશ પામતા, ડૂબતા અને ગળકા ખાતા જીવોને ધર્મરૂપ નાવદ્વારા પાર ઉતારીને નિર્વાણને કાઠે પહોચાડનારા છે માટે તે મહાનિર્યામક છે"

ગોશાલ પાસે આ વાત સાભળીને સદ્દાલપુત્રે કહ્યુ કે –"હે દેવાનુપ્રિય ! તમે આ પ્રકારના ચતુર છો, દક્ષ છો, વક્તા છો, સૂક્ષ્મદર્શી છો, નયવાદી છો અને વિજ્ઞાની છો તો તમે મારા ધર્મોપદેશક ધર્માચાર્ય

મહાવીર સાથે વિવાદ કરી શકશો ?"

ગોશાલે તેમ કરવા ના પાડી તેનું કારણ પૂછતા તેણે જણાવ્યું કે "હે સદ્દાલપુત્ર ! જેમ કોઈ એક ચતુર પુરુષ જ્યારે એક મોટા બકરાને, ઘેટાને, ભૂંડને, તેતરને, કબતરને, કાગડાને કે બાજને હાથ, પગ, ખરી, પૂછડી, પીંછા, શીંગડા કે રુવાડામાથી જે કોઈ અંગને પકડે છે ત્યારે તે જરાપણ હાલી ચાલી શકતુ નથી તે જ પ્રમાણે શ્રમણભગવાન મહાવીર મને અર્થો, હેતુઓ અને વ્યાકરણોદ્વારા જ્યા જ્યા પકડે ત્યા હું નિરુત્તર થઈ જાઉં તેથી હુ તારા ધર્માચાર્ય સાથે વિવાદ કરી શકતો નથી"

પછી સદ્દાલપુત્રે કહ્યુ – "હે દેવાનુપ્રિય ! તમે આવા સારા તથ્યભાવથી શ્રમણભગવાન મહાવીરનું ગુણકીર્તન કરો છો માટે તમને હુ પીઠફલક લેવા માટે નિમંત્રણ આપુ છુ પણ તેમા હુ ધર્મ કે તપ સમજતો નથી માટે તમે જાઓ અને મારી દુકાનો માથી જે કાંઈ જોઈએ તે લઈને સુખેસુખે રહો"

એ પ્રમાણે ત્યા રહેતો મંખલિપુત્ર ગોશાલ ઘણી યુક્તિપ્રયુક્તિઓથી સદ્દાલપુત્રને નિર્ગ્રંથના પ્રવચનથી ચલિત કરી શક્યો નહિ છેવટે થાકીને તે પોલાસપુરથી નીકળીને બહાર જનપદવિહારે વિહરવા લાગ્યો

હવે શ્રમણોપાસક સદ્દાલપુત્રને પોતે સ્વીકારેલા

શીલવ્રત અને ગુણવ્રતને પાળતા ૧૪ વર્ષ વીતી ગયા. પદરમા વર્ષની અધવચ તે શ્રમણભગવાન મહાવીરની પાસે ધર્મપ્રજ્ઞપ્તિ સ્વીકારીને પોતાની પૌષધશાળામા રહેવા લાગ્યો

ત્યા એક દેવ ઉઘાડી તલવાર સાથે તેની પાસે આવીને તેને કહેવા લાગ્યો કે "જો તું આ શીલવ્રત અને ગુણવ્રતને નહિ છોડે તો તારા બધા પુત્રોને તારી સામે કાપીને ઊકળતા કડાહમા નાખીશ"

તેમ કર્યા છતા જ્યારે તે પોતાના મનમા નિશ્ચળ રહ્યો ત્યારે તેણે ધમકી આપી કે "હજુ જો તુ નહિ માને તો હુ તારા ધર્મની સહાયક અને તારા સુખ-દુખમા સમભાગી તારી અગ્નિમિત્રા સ્ત્રીને તારી સામે કડાહમા નાખીને તળી ( અને તારા ઉપર તેનું લોહી છાટીશ"

આ સાભળીને તેને વિચાર થયો કે મારા પુત્રોના ઘાતક આ અનાર્ય પુરુષને માર પકડવા જોઈએ એમ વિચારી જેવો તે ઊઠયો કે તરત પેલો દેવ આકાશમા ચા યો ગયો અને તેના હાથમા કાઈ ન આ યુ

તેનો કોલાહલ સાભળીને અગ્નિમિત્રા ત્યા આવી અને કહેવા લાગી કે આપણા બધા પુત્ર તેમજ હુ સહી સલામત છીએ તમને કોઈ ભ્રમ થયો લાગે છે વ્રતથી

ઠગવાનું કાંઈ કારણ ન હતુ માટે તમે પ્રાયશ્ચિત્ત કરીને ફરીવાર વ્રતમા સ્થિર થાઓ

પછી ને સદ્દાલપુત્ર ચૂલણીપિતાની પેઠે પ્રાયશ્ચિત્ત કરીને ફરી ધર્મપ્રજ્ઞપ્તિ સ્વીકારી, અત વખતે મારણાંતિક સલેખના લઈ સમાધિમા રહી, કાળધર્મ પામી સૌધર્મકલ્પના અરુણભૂત વિમાનમા દેવપણે ઉત્પન્ન થયો ત્યાથી ચ્યવીને મહાવિદેહવાસ પામી તે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થશે

## ૮

## મહાશતક

રાજગૃહમા મહાશતક નામે ગૃહપતિ રેવતી વગેરે ૧૩ સ્ત્રીઓ સાથે રહેતો હતો. તેની પાસે સકાંસ્ય આઠ હિરણ્યકોટી નિધાનમા, આઠ વ્યાજે અને આઠ ઘરવાપરમા હતી ઉપરાત દસહજાર ગાયોનો એક એવા આઠ વ્રજો હતા

મહાશતકની સ્રી રેવતીને તેના પિયેરથી આઠ હિરણ્યકોટી અને આઠ વ્રજ મળ્યા હતા બાકીની બાર સ્રીઓને એક એક હિરણ્યકોટી અને એક એક વ્રજ દાયજામા મળ્યા હતા

એક વાર ફરતા ફરતા શ્રમણભગવાન મહાવીર ત્યાના ગુણશિલ ચૈત્યમા આવીને ઊતર્યા મહાશતકે

તેમનુ પ્રવચન સાભળીને આનદની પેઠે તેમની પાસે શ્રાવકધર્મનો સ્વીકાર કર્યો તથા ભોગતૃષ્ણાની મર્યાદા માટે પોતાની આઠ હિરણ્યકોટી વગેરે અને ૧૩ સ્ત્રીઓથી વધારેનો સ્વીકાર ન કરવાનુ વ્રત લીધુ તેણે એવો નિયમ કર્યો કે હવેથી મારે હિરણ્ય ભરેલી બે દ્રોણી કાસ્યપાત્રીથી જ વ્યવહાર કરવો ખપે

એ રીતે વ્યવહાર કરતો, જીવાજીવનુ સ્વરૂપ જાણતો તે મહાશતક શ્રમણોપાસક સુખે સુખે રહેવા લાગ્યો શ્રમણભગવાન બહાર જઈને જનપદવિહારે વિહરવા લાગ્યા

મહાશતકની ભાર્યા રેવતીને વિચાર થયો કે મારે બારબાર શોક્ય હોવાથી હુ મારી રીતે મહાશતક સાથે કામભોગોને ભોગવી શકતી નથી માટે ઠીક તો એ છે કે એ બારે શોક્યોને અગ્નિ, શસ્ત્ર કે વિષપ્રયોગથી હુ મારી નાખુ અને તેમની એકએક હિરણ્યકોટી તથા વ્રજને મેળવી મહાશતક સાથે સુખે સુખે રહુ

આ વિચારથી તે તેમ કરવાનો લાગ શોધવા લાગી અને લાગ મળતા જ તેણે છને શસ્ત્રથી અને છને વિષથી મારી નાખી ત્યારબાદ તેમના ધન તથા વ્રજ લઈને મહાશતક સાથે સુખે સુખે રહેવા લાગી

તે રેવતી માસલોલુપ હતી અને અનેક પ્રકા

રના મોળા તથા તળેલા અને ભૂજેલા માસો, સુરા, મધુ, મેરય, મદ્ય, સીધુ તથા પ્રસન્નાનો આસ્વા૰ કરતી રહેતી હતી

એક વાર રાજગૃહમા અમાઘાતનો ઘોષ થયો તે વખતે પણ માસલોલુપ રેવતીએ પોતાના પિયેરના માણસોને બોલાવીને કહ્યુ કે –"તમારે હવેથી મારે માટે બે બે ગાયના વાછરડા મારીને રોજ લાવવા." તે પુરુષો તેના કહ્યા પ્રમાણે મારેલા બે વાછરડા રોજ લાવતા અને રેવતી તે માસ ખાતી તથા યથેષ્ટ દારૂ પીતી

લીધેલા શિક્ષાવ્રતો અને ગુણવ્રતોને પાળતા મહાશતક શ્રમણોપાસકના ૧૪ વર્ષો ચાલ્યા ગયા પછી પોતાના મોટા પુત્રને કારભાર સોપી, ધર્મપ્રજ્ઞપ્તિ સ્વીકારી, બ્રહ્મચર્ય માટે તે પૌષધશાળામા રહેવા લાગ્યો

ત્યા એક વખતે મત્ત, વીખરાયેલા કેશવાળી તેની સ્રી રેવતી ઉઘાડે માથે તેની પાસે આવી અને મોહોન્માદજનક શૃગારવાળા સ્રીસુલભ ભાવો દેખાડતી મહાશતકને આ પ્રમાણે કહેવા લાગી —

"હે મહાશતક શ્રમણોપાસક ! તુ ધર્મ, પુણ્ય, સ્વર્ગ અને મોક્ષની કામનાવાળો છે પણ જો તુ મારી સાથે ઉદાર એવા માનુષિક કામભોગોને ભોગવતો

રહે તો પછી તારે ધર્મ, પુણ્ય, સ્વર્ગ અને મોક્ષની શી જરૂર છે ?"

રેવતીના આ પ્રમાણે બે ત્રણવાર કહેલા વચનનો મહાશતકે આદર પણ ન કર્યો તેમજ સ્વીકાર પણ ન કર્યો, પરંતુ મૌન રહીને તે પોતાના ધર્મધ્યાનમાં સ્થિર રહ્યો

અનાદર પામેલી રેવતી પોતાને ઠેકાણે પાછી આવી તે મહાશતક ઉપાસકની અગિયારે પ્રતિમાઓને આચરતો ઉગ્ર તપથી અત્યંત કૃશ અને દુર્બળ થઈ ગયો. છેવટે આનંદની પેઠે અંતિમ મારણાંતિક સંલેખનાના સ્વીકારને તે જીવિત અને મરણમાં સમભાવ રાખતો રહેવા લાગ્યો

એમ રહેતા રહેતા તેના ચિત્તની વૃત્તિ વધારે શુભ, વિશદ અને શુદ્ધ થઈ તથા જ્ઞાનાવરણીય કર્મોનો ક્ષયોપશમ થયે તેને અવધિજ્ઞાન પ્રાપ્ત થયું તેથી તે પણ આનંદની પેઠે પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણમાં હજાર યોજન સુધીનો લવણસમુદ્રનો ભાગ જાણવા અને જોવા લાગ્યો, ઉત્તરમાં ચુલ્લ હિમવંત વર્ષધર પર્વત સુધી તથા નીચે રત્નપ્રભા પૃથ્વીમાંના લોલુયચ્ચુત નરક સુધીના ક્ષેત્રને જાણવા અને જોવા લાગ્યો

આવી રીતે રહેતા તેની પાસે ફરી એક વાર

રેવતી આવી અને પહેલાની માફક કામવાસના કરવા લાગી તેણે બે ત્રણવાર કહ્યા પછી ગુસ્સે થયેલા મહાશતકે પોતાના અવધિજ્ઞાનનો પ્રયોગ કરીને તેને કહ્યું કે –"હે રેવતી! આજથી તુ સાત રાતમા અલસ રોગથી પીડાતી, દુર્ધ્યાનયુક્ત થઈ, અસમાધિને પામી, કાળ કરી, રત્નપ્રભા પૃથ્વીના લોલુયચ્ચુય નરકમા ૮૪૦૦૦ વર્ષ સુધી નરકગતિનુ દુખ ભોગવીશ"

મહાશતકનુ કથન સાભળીને રેવતીને લાગ્યું કે એ શ્રમણોપાસક મારી ઉપર ગુસ્સે થયો છે તેને હુ ગમતી નથી ખબર નહિ મારો કેવા કુમારવી ઘાત કરશે એમ વિચાર કરીને ભય તથા ત્રાસથી ઉદ્વેગ પામી, ખેદ કરતી કરતી ત ધીરે ધીરે પોતાને ઘેર પાછી આવી ગઈ અને મહાશતકના કહ્યા પ્રમાણે સાત રાતમા તો મરણ પામી નરકગતિએ ગઈ

તે વખતે ભગવાન મહાવીર રાજગૃહના ગુણશિલ ચૈત્યમા આવીને રહ્યા ભગવાન મહાવીરે "ગૌતમ!" એમ કહીને પોતાના પટ્ટશિષ્ય ગૌતમને બોલાવ્યો અને રેવતી તથા મહાશતક વચ્ચે થયેલો વિગતવાર તેને કહી સભળાવ્યો અને કહ્યુ –"અતિમ સલેખના ને સ્વીકારીને રહેલા શ્રમણોપાસક કોઈને સાચુ હો તો પણ અનિષ્ટ અને અપ્રિય વચનોથી કાઈ કહેવુ ઘટે તથા ક્રોધ કરવો ન ઘટે તો હે દેવાનુપ્રિય!!

તેની પાસે જા અને મારી આ વાત તેને કહે તથા તેને પ્રાયશ્ચિત્ત કરાવીને શુદ્ધ કર"

ગૌતમને આવતા જાણીને મહાશતક તેમને વાંદ્યો અને નમ્યો તથા તેમની પાસેથી ભગવાન મહાવીરનો સંદેશો સાભળી પ્રાયશ્ચિત્ત સ્વીકારીને શુદ્ધ થયો પછી ભગવાન મહાવીર રાજગૃહથી બહાર જનપદવિહારે વિહરવા લાગ્યા

મહાશતક શ્રમણોપાસક સ્વીકારેલા ગુણવ્રત અને શીલવ્રતને તથા શ્રમણોપાસકની ૧૧ પ્રતિમાઓને સારીરીતે ૨૦ વર્ષ સુધી પાળતો, આચરતો, સ્વીકારેલી મારણાંતિક સલેખનાને ૬૦ ટક સુધી સાચવતો સમાધિમા રહી, કાળ કરીને, સૌધર્મકલ્પમા અરુણાવતસક વિમાનમા ઉત્પન્ન થયો તથા ત્યાથી મહાવિદેહવાસ પામીને સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થશે.

## ૯

# નન્દિનીપિયા

સાવત્થી નગરીમા જિતશત્રુ રાજા હતો ત્યા નન્દિનીપિયા નામે ગૃહપતિ અશ્વિની ભાર્યા સાથે રહેતો હતો તેની પાસે ચાર હિરણ્યકોટી નિધાનમા, ચાર વ્યાજે અને ચાર ઘરવાપરમા હતી ઉપરાત દસહજાર ગાયોનો એક એવા ચાર વ્રજો હતા

તેણે ત્યાના કોષ્ટક ચૈત્યમા આવેલા ભગવાન મહાવીર પાસે આનંદની પેઠે ગૃહિધર્મ સ્વીકારી તેનું ૧૪ વર્ષ સુધી બરાબર પાલન કર્યું પછી મોટા પુત્રને બધો કારભાર સોપી, ધર્મપ્રજ્ઞપ્તિ સ્વીકારી, બ્રહ્મચર્ય સાથે પૌષધશાળામા રહેવા લાગ્યો

શ્રમણોપાસકની સ્થિતિમા તે કુલ ૨૦ વર્ષ સુધી રહ્યો અને છેવટે મારણાતિક સલેખનાને સ્વીકારી, સમાધિપૂર્વક કાળ કરી અરુણગવ વિમાનમા દેવ થયો ત્યાથી ચ્યવીને મહાવિદેહવાસ પામી તે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થશે

## ૧૦

# સાલિહીપિયા

સાવત્થી નગરીમા જિતશત્રુ રાજા હતો ત્ય સાલિહીપિયા નામે ગૃહપતિ ફાલ્ગુની ભાર્યા સા રહેતો હતો તેની પાસે ચાર હિરણ્યકોટી નિધાનમ ચાર વ્યાજે અને ચાર ઘરવાપરમા હતી ઉપરાત દર હજાર ગાયોનો એક એવા ચાર વ્રજો હતા

તેણે કોષ્ઠક ચૈત્યમા આવેલા ભગવાન મહાવ પાસે આનદની પેઠે ગૃહિધર્મ સ્વીકાર્યો અને કા દેવની પેઠે પોતાના જ્યેષ્ઠ પુત્રને કારભાર સોપી, ભ વાન મહાવીર પાસે ધર્મપ્રજ્ઞપ્તિ સ્વીકારીને પૌષ ગારમા રહેવા લાગ્યો તેણે શ્રમણોપાસકની અગિય પ્રતિમાઓને કઈપિવુ બહારના વિક્ષેપ વિના બરાબ

પાળી તે પ્રમાણે શ્રમણોપાસકની સ્થિતિમા તે ૨૦ વર્ષ રહ્યો અને છેવટે મારણાન્તિક સલેખના સ્વીકારીને સમાધિપૂર્વક કાળ કરી અરુણકીલ વિમાનમા દેવ થયો ત્યાથી ચ્યવીને મહાવિદેહવાસ પામી તે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થશે